સ્વરાજ્ય લેખમાળા નં. ૧૭.

# ઑલ ઇન્ડિયા મોસ્લેમ લીગની ૧૯૧૭ ની બેઠક વખતે સ્વાગત કમીટીના પ્રમુખ મી૦ અબદુલ લતીફ આહમદે આપેલું ભાષણ.



કીમત એક આનો.



કોપી ૧૨૦૦૦. આવૃત્તિ ૧ લી. જુલાઈ ૧૯૧૮.

# મુંબઈ હોમરૂલ લીગ
## તરફથી પ્રકટ થતી સ્વરાજ્ય લેખમાલા અને પત્રિકા (ગુજરાતી.)

### સ્વરાજ્ય લેખમાલા.

નં. ૧. સ્વરાજ્ય શા માટે?
,, ૬. એકનીષ્ઠા અને પ્રમાણીકતા.
,, ૮. સ્વરાજ્ય (૧૯૦૬ કોંગ્રેસમાં દેશભક્ત દાદાભાઈ નવરોજીએ પ્રમુખપદેથી આપેલું ભાષણ.)
,, ૯. મિસિસ બેસંટનો છેલ્લો સંદેશો
,, ૧૦. સુધારાની યોજના (૧૯૧૬ની સાલમાં કોંગ્રેસ અને મોસ્લેમ લીગે પસાર કરેલી.)
,, ૧૨. સત્યાગ્રહનું રહસ્ય (દક્ષિણ આફ્રિકામાં મહાત્મા ગાંધીની ચળવળ.)
,, ૧૪. મુંબઇની હોમરૂલ લીગ તરફથી નામદાર વાઈસરોય તથા નામદાર મૉન્ટેગુને કરેલી અરજી.
,, ૧૫. મિસીસ બેસંટનું ભાષણ.
,, ૧૬. મી૦ જમશેદ મેતાનું ભાષણ.

### સ્વરાજ્ય પત્રિકા.

નં. ૧. પાર્લામેન્ટમાં હિન્દ.
,, ૨. સામ્રાજ્યમાં સ્વરાજ્ય શા માટે?
,, ૩. કેળવણી અને સ્વરાજ્ય.
,, ૪. હિન્દની ગરીબાઈ.
,, ૫. મિસીસ બેસંટનો સંદેશો.

સ્વરાજ્ય લેખમાલા છુટક નકલ બે પૈસા.
સ્વરાજ્ય પત્રિકા ,, ,, ૧ પૈસો.

મળવાનું ઠેકાણું:—**હોમરૂલ લીગ**—મુંબાઈ શાખા.
૨૫૧, હૉર્નબી રોડ, કોટ, મુંબાઈ.

---

સ્વરાજ્યવાદીઓમાં બહોળો ફેલાવો પામેલું

## નવજીવન અને સત્ય (માસીક.)

રૉયલ સાઇઝ, પૃષ્ઠ ૬૪.

વાર્ષિક લવાજમ ફક્ત રૂ. ૨-૦-૦ (પોસ્ટેજ સાથે.)
હિન્દુસ્તાન બહાર રૂ. ૨-૬-૦ ( ,, ,, )
છુટક નકલના ,, ૦-૩-૦

**જાહેર ખબરના ભાવ.**

| | એક વર્ષ. | છ મહિના. | ત્રણ મહિના. |
|---|---|---|---|
| આખું પાનું | રૂ. ૭૨. | રૂ. ૪૨. | રૂ. ૨૪. |
| અડધું ,, | ,, ૪૨. | ,, ૨૪. | ,, ૧૫. |
| પા ,, | ,, ૨૪. | ,, ૧૫. | ,, ૯ |
| હેન્ડબીલ વહેંચવાના | ,, ૧૦. | | |

વધુ વિગત માટે લખો:—

**ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક,**
બી. એ., એલએલ. બી.,
તંત્રી અને પ્રકાશક.

ભદ્ર, )
અમદાવાદ. )

# ઑલ-ઇન્ડિયા મોસ્લેમ લીગની ૧૯૧૭ ની બેઠક વખતે સ્વાગત કમીટીના પ્રમુખ મી૦ અબદુલ લતીફ આહમદે આપેલું ભાષણ.

---

**મોસ્લેમ લીગના બંધુઓ, સન્નારીઓ અને સદ્ગૃહસ્થો,**

ઑલ-ઇન્ડિયા મોસ્લેમ લીગની આ બેઠક વખતે સ્વાગત મંડળીએ પ્રમુખ તરીકે મારી ચુંટણી કરીને મને જે માન આપ્યું છે તેને માટે હું પોતાને ઘણોજ ભાગ્યશાળી માનું છું. એ શબ્દો હું કંઇ લોકરૂઢિને અનુસરીનેજ બોલતો નથી. બંગાળ અને મુંબાઇ [illegible] કલકત્તા તરફથી મોસ્લેમ ઇન્ડિયાના રાજકીય વિચારોના નેતાઓના આવા પ્રખ્યાત અને પ્રભાવશાળી પ્રતિનિધિઓને આવકાર આપવાનો જે મહાન્ હક્ક મને પ્રાપ્ત થયો છે તે માટે મને મગરૂરી ઉપજે છે, એ જણાવવાની કાંઇપણ આવશ્યકતા નથી. પ્રમુખસ્થાન પછી જે મોટું માન આપવાનું આપણી કોમના હાથમાં છે તે, મારા રાજકીય જીવનના પ્રથમારંભમાંજ મારા મિત્રોએ મને આપ્યું છે, અને તેને માટે હું તેમનો અત્યંત આભારી છું. જે મહાન્ કાર્ય મને સોંપવામાં આવ્યું છે તે મારાથી સંપૂર્ણ રીતે પાર પડશે કે કેમ તે સંબંધી મને શંકા થાય છે, પરંતુ મારા બંધુઓ જેમને સંબોધવાને હું ઉભો થયો છું તેમણે આ ઉચ્ચ માન આપવામાં મારા તરફ જે મમતા અને અનુગ્રહ બતાવ્યો છે, તેવીજ મમતા અને અનુગ્રહ આજની જોખમભરેલી ફરજો અદા કરતાં મારામાં જે ભૂલો તથા ન્યૂનતાઓ જોવામાં આવે, તે દરગુજર કરવામાં પણ દેખાડશે એવી મને આશા છે.

મોસ્લેમ લીગના બંધુઓ! બંગાળ ઇલાકાના અને મુખ્યત્વે કરીને કલકત્તા શહેરના મુસલમાન ભાઇઓ તરફથી હું આપ સર્વેનો અહિં અંતઃકરણપૂર્વક સત્કાર કરૂં છું. સ્વાગત મંડળીના પ્રમુખ તરીકે, ઑલ-ઇન્ડિયા મોસ્લેમ લીગના કામકાજમાં ભાગ લેવાને માટે જેઓએ અહિં પધારવાની તસ્દી લીધી છે તેમનો પણ હું તેઓના તરફથી અંતઃકરણપૂર્વક આભાર માનું છું. વળી જેઓ આત્મભોગ આપીને તથા અગવડો અને અડચણો વેઠીને દૂર દેશથી અત્રે આવ્યા છે તેમનો હું વિશેષ કરીને ઉપકાર માનું છું. આપણી કોમમાં એવા પણ શખસો છે કે જેઓ આવા આત્મભોગ આપવામાં જરા પણ ખંચાતા નથી; અને તે કારણને લીધેજ, આજે આપણી સમક્ષ આધુનિક સમયના મોસ્લેમ ઇન્ડિયાના સુશિક્ષિત, વિદ્વાન અને શ્રેષ્ઠ લોકોને એકત્ર થયલા જોઇએ છીએ. હિંદુસ્તાનના જૂદાજૂદા ભાગોના મુસલમાનોનું એક પ્રતિનિધિમંડળ પ્રતિકૂળ સંજોગોમાં પણ એકઠું થઈ શકે એ વાતથી આપણી કોમના દરેક હિતેચ્છુના હૃદયમાં અત્યંત સંતોષ ઉત્પન્ન થશે; કારણ કે આવા સંમેલનો નિશ્ચયપણે ઑલ-ઇન્ડિયા મોસ્લેમ લીગની પ્રવૃત્તિઓની ફતેહના ચિહ્નો છે; અને સદરહુ લીગ, હિંદમાં મુસલમાન પ્રજાના હક્ક જાળવનાર ચુસ્ત હિમાયતી તરીકે આ વિશાળ દેશના પ્રતિનિધિરૂપ સંસ્થાઓમાં અગ્રસ્થાન ભોગવે છે આવા સંમેલનોથી સ્પષ્ટ રીતે માલમ પડે છે કે લીગના પ્રયત્નો નિષ્ફળ ગયા નથી, અને તેણે હાથમાં લીધેલું કામ ખુદાતાલાની મહેરબાનીથી આપણી કોમને અત્યંત લાભદાયક થઇ પડશે, એમાં લેશ માત્ર પણ સંશય નથી.

બંધુઓ! આ જગ્યાએ તમારૂં સ્વાગત કરતાં મારે કહેવું જોઇએ કે હમારૂં પ્રિય શહેર પ્રાચીન ઇતિહાસના શોખીનોનું અથવા ઐતિહાસિક શોધખોળ કરનાર વિદ્યાર્થીઓનું આકર્ષણ કરે તેવું નથી; એમ છતાં પણ, કલકત્તા એક અર્વાચીન શહેર છે ને આ દેશમાં બ્રિટિશ રાજ્યની વૃદ્ધિ સાથે તે પણ આગળ વધવા લાગ્યું છે. આ શહેરને વ્યાપાર તથા ઉદ્યોગનું કેન્દ્રસ્થાન બનાવવાને અંગ્રેજોએ ઘણાજ પ્રયત્નો

કર્યો છે; અને આ, ખાસ કરીને તેઓના થોડાકજ કાળના પરિશ્રમનું ફળ છે; અને તેની ત્વરાથી થયલી વૃદ્ધિ અને આશ્ચર્યકારક વિકાસ જોતાં તો આ કાર્ય બ્રિટિશ પ્રજાની અસમાન નિર્માણ શક્તિનો એક આબાદ પુરાવો રજુ કરે છે. એમ છતાં પણ એટલું તો હું ખાત્રાપૂર્વક કહી શકીશ કે કલકત્તા, હિંદુસ્તાનના બીજા પ્રાચીન શહેરો કરતાં વિવિધ પ્રકારનું તથા ઓછું રસાત્મક હોવા છતાં પણ, તમારૂં ધ્યાન ખેંચી શકે તેમ છે મારા ધારવા પ્રમાણે તો, વધારે જુના શહેરોમાંથી આવતા સદ્‌ગૃહસ્થોને કલકત્તા શહેર અર્વાચીન હોવાને લીધેજ આવકારદાયક થઇ પડશે; કારણ કે મને લાગે છે કે નષ્ટ થયલા ગૌરવના ખંડેરોમાં જ્યારે ભૂતકાળના સ્મરણોજ માત્ર પ્રેરે છે, ત્યારે કલકતા જેવા અર્વાચીન શહેરોમાં તો ભવિષ્યના આશાજનક કિરણોથી આપણને પ્રયત્ન અને પ્રવૃત્તિ તરફ પ્રોત્સાહન મળે છે. જેમના મનમાં ઇસ્લામના પ્રાચીન ગૌરવના વિચારો દુઃખદાયક સ્મરણો ઉત્પન્ન કરે છે તેમને અર્વાચીન કલકત્તાનો પરિશ્રમ અને કોલાહલ એમ શીખવે છે કે આપણી કોમના પુનરૂદ્ધાર માટે કોઈ પણ કાર્યમાં, પ્રમાણિક કામ અને ઉત્સાહી પ્રયત્નોની ખાસ આવશ્યકતા છે. આ દષ્ટિએ જોતાં તો કલકત્તાની મુલાકાત ભાગ્યેજ નિરર્થક અથવા ઉદ્દેશહીન લેખી શકાય. આધુનિક જીવનમાં ચારે તરફ મચી રહેલો કોલાહલ તો "યોગ્યતમનું અધિષ્ઠાન અથવા જે યોગ્યમાં યોગ્ય હશે તેજ વિજય મેળવશે" એ સિદ્ધાંતની સત્યતા આપણા મ્હોં આગળ ખડી કરે છે. આ નિયમ મુસલમાનભાઇઓ કદાચ ભુલી જાય એમ છે, પરંતુ આ સૌથી ઉત્તમ ઉપદેશ તો તેમણે પોતાના હૃદયમાં દૃઢ રીતે ઠસાવી રાખવો જોઇએ.

લીગના બંધુઓ! કલકત્તા ખાતે તમારૂં સન્માન કરતાં જ્યારે મને એવો વિચાર સ્ફુરી આવેછે કે, હું તમારો સત્કાર બ્રિટિશ હિન્દુસ્તાનના રાજધાનીના શહેરમાં કરવાનો દાવો કરી શકતો નથી ત્યારે મારૂં અંતઃકરણ ભરાઇ આવે છે. હમારૂં શહેર પાયતખ્ત હોવાને લીધે એક સમયે જે ઉચ્ચસ્થાન ભોગવતું હતું તે આજે નીચે દરજ્જે ગયું છે; એમ છતાં પણ તેમાં રહેતી જૂદીજૂદી કોમની વસ્તીને લીધે હિંદના એક

મુખ્ય સંગ્રહસ્થાન તરીકે તે હજીપણ ગણી શકાય એમ છે. આ વિશાળ શહેરમાં રહેતી નાના પ્રકારની વસ્તીમાં, હિંદના જૂદાજૂદા ભાગોમાંથી આવેલા લીગના સભ્યોને પોતાના સંખ્યાબંધ દેશબંધુઓ અહિં દૃષ્ટિએ પડશે, એમ જો હું કહું તો કંઇ ખોટું નથી. હું અંતઃકરણપૂર્વક આશા રાખું છું કે લીગના બંધુઓને અહિંઆ ઘરવટ જેવું લાગશે, અને વિશેષે કરીને જ્યારે તેઓ પોતપોતાના દેશના બંધુઓના સહવાસમાં આવશે ત્યારે તો એમ લાગ્યા વિના રહેશેજ નહિ. કલકત્તા "સૌંદર્યના શહેર" તરીકે જાણીતું છે તે છતાં પણ, સંપત્તિ ને જાહોજલાલીની દૃષ્ટિએ જોતાં તો એમ લાગે છે કે, મુસલમાનો આ શહેરમાં ઘણી નીચી પંક્તિ ભોગવે છે. અહિં મુંબઇ શહેરના ધનાઢ્ય વેપારીઓ તેમજ લખનૌના અમીર ઉમરાવો માલમ પડતા નથી અને તેથી કરીને અમારો સત્કાર પણ ઓછા પ્રમાણમાં હોય તેમાં કંઇ નવાઇ જેવું નથી. એમ છતાં પણ હું લીગના બંધુઓને ખાત્રીપૂર્વક કહીશ કે તેઓની સુખસગવડતા જાળવવાની અમારી ઉત્કંઠા કોઇપણ પ્રકારે ઉતરે એમ નથી; અને ઇસ્લામ ધર્મની ચાલતી આવેલી રૂઢી મુજબ અમારાથી બનતું સઘળું તમારી સેવામાં અર્પણ કરીને, અમારી સાથે તમો આનંદમય ને શાંતિદાયક દિવસો નિર્ગમન કરી શકો એવા પ્રયત્નો અમે યોજ્યા છે. અમારા પ્રયાસોમાં કોઇપણ પ્રકારે અમે નિષ્ફળ થઇએ તો અમને આશા છે કે સર્વે બંધુઓ અમારી ન્યૂનતાઓ ક્ષમા કરશે.

બંધુઓ, આપના દર્શનથી થતો મ્હારો હર્ષ અકથનીય શોકથી મિશ્રિત છે, કારણ કે જે સંજોગોમાં આપણે આજે એકઠા થયા છીએ તે દુઃખકારક અને ગ્લાનિમય છે. હું કહું તેના કરતાં તો, આ ખાલી પડેલું પ્રમુખસ્થાનજ વધારે સ્પષ્ટ રીતે આપણી લાગણીઓ નિર્દિષ્ટ કરે છે. પ્રેક્ષક વર્ગને પોતાનું કાર્ય કેટલાક સંજોગોને લઇને પ્રમુખ વિનાજ ચલાવવાની ફરજ પડી હોય એવો બનાવ, મારા ધારવા પ્રમાણે તો સઘળા પ્રતિનિધિ મંડળના ઇતિહાસમાં આ પહેલવહેલોજ છે. મોસ્લેમ લીગનો ઇતિહાસ છેલ્લા થોડાક વર્ષ દરમ્યાન આશ્ચર્યકારક બનાવોથી ભરપૂર છે,

પરંતુ આવો દુઃખજનક, કઠોર અને હૃદયભેદક બનાવ કદાપિ પણ બન્યો નથી એમ હું છાતી ઠોકીને કહું છું. મી० મહમદઅલી પ્રમુખ તરીકે ચુંટાયા હતા એ કારણને લીધેજ નહિ, પણ તેઓ હિંદની સમસ્ત મોસ્લેમ પ્રજાના હક જાળવનાર એક ચુસ્ત હિમાયતી છે એ જોતાં, તેમની ગેરહાજરીને લીધે હું ઘણોજ ખિન્ન થાઉં છું. મી० મહમદઅલીને માટે મને ખિન્ન થવાનું કારણ એ છે કે આજે તેમની ગેરહાજરી, એ આપણા રાજ્યકર્તાઓના અપ્રતિબંધ અને આપખુદી સત્તાનુંજ પરિણામ છે, અને આવી નિરંકુશ સત્તાથી હિંદના બ્રિટિશ રાજ્યની સુકીર્તિને લાંછન લાગ્યું છે. મી० મહમદઅલી માટે મને ઉદ્વેગ થાય છે કારણ કે જ્યારે ચારે બાજુએથી રાજકીય સુધારાના સૌથી અગત્યના પ્રશ્નો ચર્ચાઇ રહ્યા છે, ત્યારે તે અહિં આપણી સમક્ષ નહિ હોવાને લીધે. મુસલમાનોના હિતને સૌથી ભારે નુકસાન પહોંચે છે. હું મી० મહમદઅલી માટે ખિન્ન થાઉં છું કારણ કે તે એક સૌથી વિશ્વાસુ અને નિડર નેતા છે, અને આપણી કોમના તથા દેશના આ કટોકટીના પ્રસંગે તો, તેમની કદાપણ ભરેલી સલાહ અને વિચારશીલ માર્ગસૂચનાનો લાભ આપણી પાસેથી છીનવી લેવામાં આવે તે ખમી શકાય એમ નથી. મી० મહમદઅલીને માટે હું ખિન્ન થાઉં છું કારણ કે તે, ગુન્હાશોધક ખાતાના અસત્ય અને નુકસાનકારક રિપોર્ટના ભોગ થઇ પડયા છે એવી મારી દૃઢ માન્યતા છે; અને આમ થવાનું કારણ એટલુંજ છે કે, તેઓ એક ચુસ્ત મુસલમાન છે, તેમજ ઇસ્લામના ઉચ્ચ આશયો નિર્ભયપણે પ્રદર્શિત કરે છે. મી० મહમદઅલી માટે મને ખિન્નતા ઉપજે છે, કારણ કે આજે તેમની ગેરહાજરીને લીધે હિન્દના વફાદાર મુસલમાન ભાઇઓની લાગણીઓ તથા આશયોને ખુલ્લે ખુલ્લું અપમાન થયું છે. મી० મહમદઅલી માટે હું ખિન્ન થાઉં છું, કારણ કે તેમને છોડી મૂકવાને કરેલી સતત પ્રાર્થના અને વિનંતિઓનો સરકારે અસ્વીકાર કર્યો છે; અને આપણા રાજ્યકર્ત્તાઓની આ અપ્રતિમ ઉચ્છૃંખલતાથી હિંદમાં આપણી કોમના શાંત લોકોમાં અસંતોષની લાગણી ઉત્પન્ન થયા વિના રહેશે નહિ એમ મને લાગે છે. મને મી० મહમદઅલી માટે શોક ઉત્પન્ન થાય છે,

કારણ કે તેમણે પોતાના દેશ અને કોમ પ્રત્યે કરેલી નિઃસ્વાર્થ સેવા માટે કીર્તિથી વિભૂષિત થવાને બદલે, આ સમયે તેઓ અન્યાયયુક્ત અને અયોગ્ય કેદખાનું ભોગવે છે.

પરંતુ સદ્‌ગૃહસ્થો, મી૰ મહમદઅલી માટે અત્યંત દિલગીરી તેમજ બળાત્કારે થયેલી તેમની ગેરહાજરીને લીધે મને જે તીવ્ર શોક લાગે છે તેના કરતાં, હિંદના રાજકીય વિચારોના સઘળા નેતાઓના એકમતથી તિરસ્કૃત થયલી રાજ્યનીતિજ અનુસરવામાં ઉદ્યુક્ત થયેલા અમલદારોના પ્રમાદયુક્ત સ્વાભિમાન માટે મને વિશેષ ખેદ ઉત્પન્ન થાય છે. આપણે સર્વ મનુષ્ય હોવાને લીધે સ્વાભાવિક રીતે ભૂલને પાત્ર છીએ, પણ જો આપણે એકત્ર અને અચૂક પ્રજામતની વિરૂદ્ધજ ચાલ્યા કરીએ, અથવા તો સમસ્ત સમાજના એકમતથી દોષયુકત ઠરેલી રાજ્યનીતિનેજ વળગી રહીએ તો, આપણે અક્કલ હોશિયારીનો દાવો ભાગ્યેજ કરી શકીએ. હિન્દી પ્રજાના જૂદાજૂદા વર્ગોમાં સાર્વજનિક હિતની બીજી બાબતોમાં ગમે તેવો મતભેદ હોય તોપણ, એ તો હું છાતી ઠોકીને કહું છું કે મી૰ મહમદઅલીની નજરકેદ તદ્દન ગેરવ્યાજબી હોવા વિષે સર્વનો એકજ મત છે. મી૰ મહમદઅલી અને બીજા નેતાઓની નજરકેદના કાર્ય સામે સખ્તમાંસખ્ત ભાષામાં તિરસ્કાર બતાવવા માટે છેલ્લા થોડા મહિના દરમ્યાન આખા દેશમાં ઠામઠામ જાહેરસભાઓ મળી હતી; એમ છતાં પણ આપણી સરકાર, રૂશિયાનો ઝાર પણ શરમાય એવી જુલ્મી જોહુકમી રીતિ અનુસાર લોકમતને હજી સુધી પણ તુચ્છકારીજ કાઢ્યા કરે છે. મને અચંબો લાગે છે કે પ્રજામત અને પ્રજાની ટીકાઓ તરફ તદ્દન બેદરકારી બતાવનારા આ અમલદારો સમસ્ત અંગ્રેજ પ્રજા જે ગુણોને માટે મગરૂર છે તેને માટે કેવી રીતે દાવો કરી શકે? ખુદ બ્રિટિશ પ્રજાના સારા નામને માટે હું દિલગીર છું, કારણ કે આ અંગ્રેજોની હિંદમાં જોહુકમી સત્તાની અંધ રીતિએ બ્રિટિશ સરકારને કલંક લગાડયું છે; અને એવી રીતે તેમણે હિન્દની સમસ્ત પ્રજાની આંખમાં બ્રિટિશ પ્રજાને હલકી પાડી છે. નજરકેદ થયલા મુસલમાન નેતાઓને જે અન્યાય કરવામાં આવ્યો છે તેમાંથી તો

તેઓ કદાચ મુક્ત થઇ શકશે, પરંતુ આ અમલદાર વર્ગના અવિચારી અને સંકુચિત કાર્યોથી બ્રિટિશ રાજ્યવહિવટની પ્રતિષ્ઠાને થયેલી હાનિમાંથી તો તે મુક્ત થશે કે કેમ તે વિશે મને શંકા રહે છે. આ અમલદાર વર્ગે વધારે સારી રીતે જોવું જોઇતું હતું, અને કાંઇ નહિ તો અનુભવથી પણ તેઓને વિવેકબુદ્ધિ, દીર્ઘદૃષ્ટિ અને રાજ્યનીતિના અમૂલ્ય ઉપદેશનું ભાન થવું જોઇતું હતું.

આ ઉપરથી સદ્‌ગૃહસ્થો, હું મુસલમાન નેતાઓની નજરકેદના સામાન્ય વિષય ઉપર આવું છું. અઝાદ, મહમુદલ, હસન, હઝરત અને આપણી કોમના બીજા ઘણા વિશ્વાસુ નેતાઓને આ દેશમાં ચાલતા એક સૌથી ક્રૂર અને અન્યાયયુક્ત કાયદાના સકંજા વડે આપણા હાથમાંથી છીનવી લેવામાં આવ્યા છે. આ નજરકેદની શિક્ષાઓનો આધાર આપખુદ ને અન્યાયી કાયદાપરજ હોવાને લીધે, તે તદ્દન ગેરવ્યાજબી તેમજ ન્યાયવિરૂદ્ધ છે એમ હું ખાત્રીપૂર્વક કહી શકું છું. કેટલીક નિયમ વિરૂદ્ધ બાબતો તો લડાઇને લીધેજ ઉપસ્થિત થયેલી છે અને તેમાં હિન્દ રક્ષણનો કાયદો (ડિફેન્સ ઑફ ઇન્ડિયા ઍક્ટ) સૌથી વિશેષ જાણીતો છે. આ દેશનું કારોબારી મંડળ લાંબો વખત થયાં એક એવી સત્તાની શોધમાં હતું, કે જે વડે તેઓ ઇન્સાફની અદાલતમાં પોતાના કાર્ય સામે તકરાર ઉઠયા સિવાય પોતાના શિકારોપર તરાપ મારી શકે. લાંબો વખત થયાં જે તકની તેઓ શોધમાં હતા તે તક લડાઇએ પૂરી પાડી. શાહેનશાહના દુશ્મનોની સામે મુખ્યત્વે કરીને દેશનું રક્ષણ કરવા માટે તૈયાર કરેલો ખરડો ધારાસભામાંથી એકદમ પસાર કરવામાં આવ્યો, અને જેવું તે ખરડાએ કાયદાનું સ્વરૂપ પકડયું કે તરતજ રક્ષણ માટે યોજેલા આ કાયદાનો એક ભયંકર સાધન તરીકે ઉપયોગ કરવામાં આવ્યો. નિર્દોષ પ્રજાજનોની સ્વતંત્રતા નિર્દયપણે ઝૂંટવી લેવાને કારોબારી મંડળે આ કાયદાની રૂયે આપેલી સત્તાનો પૂરેપૂરો લાભ લેવા માંડયો. જેઓની સામે આ કાયદાનો અમલ કરવામાં આવતો તેઓની સામે રીતસર તોહોમત મુકવામાં આવતું નહિ, કોઇપણ ચોક્કસ ગુન્હા પુરવાર કરવામાં આવતા નહિ, તેમજ તોહોમતદારને પોતાનો બચાવ

કરવાની તક પણ આપવામાં આવતી નહિ; પણ માત્ર ગુન્હાશોધક ખાતાના બિનજોખમદાર અમલદારોના રિપોર્ટ ઉપરથી પેદા થતી શંકાને આધારેજ તેઓને પોતાના મિત્રમંડળ અને કુટુંબકબીલાથી વિખુટા પાડવામાં આવતા હતા.

પ્રેસ-ઍકટના અમલની માફકજ કારોબારી મંડળે પોતાની સત્તાની મહેરબાનીનો સ્વાદ પહેલવહેલો ખાસ મુસલમાન ભાઇઓનેજ ચખાડયો. આ કાયદો પસાર થયાને હજી ત્રણ વર્ષ થયાં નહિ એટલામાં તો આપણા લગભગ બધાંજ માનનીય અને વિશ્વાસપાત્ર નેતાઓને આપણાથી દૂર કરવામાં આવ્યા. નજરકેદ થયેલા આપણા સઘળા નેતાઓ વિષે હું વિવેચન કરવા માંગતો નથી, પણ તેમાંના થોડાકના સંબંધમાં તો હું કાંઇ ઉલ્લેખ કરીશજ આપણા પ્રમુખ મી. મહમદઅલીનો દાખલો સ્વાભાવિકરીતે મારા મનમાં પ્રથમ સ્ફુરે છે. તેમની નજરકેદ વિષે એટલી તો ચર્ચા થઇ ગઇ છે કે એ ખેદજનક બીના ફરીથી કહેવી એ વખત ગુમાવવા જેવું છે; તે માટે હું માત્ર તેને પહેરામાં રાખવા માટે સરકારે દર્શાવેલા કારણોના સંબંધમાંજ બોલીશ. વાઇસરૉયની ધારાસભામાં ઑનરેબલ મી. જીણાએ પુછેલા પ્રશ્નના જવાબમાં એક એવી આશ્ચર્યજનક બીના રજુ કરવામાં આવી છે કે, મી. મહમદઅલી શહેનશાહના શત્રુઓની સાથે સહાનુભૂતિ દર્શાવતા હોવાને લીધે, તેમને નજરકેદ કરવાને કાઢેલો હુકમ તદ્દન વ્યાજબી છે. કયા શત્રુની તરફ સહાનુભૂતિ દર્શાવવામાં આવી છે તે જણાવવાની સરકારે તસ્દી લીધી નથી. પરંતુ સરકારના મનમાં તે શત્રુ 'તુર્કી'જ છે એમ અનુમાન કરવામાં આપણને કાંઇ મુસ્કેલી નડે એમ નથી. પણ ગૃહસ્થો! મી મહમદઅલીની નજરકેદના સંબંધમાં સરકારે જે વલણ પકડી છે તે ઉપરથી હવે પ્રત્યક્ષરીતે એક એવો પ્રશ્ન ઉભો થાય છે કે, શું આપણા ધર્મબંધુઓ તરફ તેમની વિપત્તિમાં સહાનુભૂતિ દર્શાવવી, બલ્કે, તે વધારવી એ એક એવો ભયંકર ગુન્હો છે કે જેથી હિન્દરક્ષણ કાયદાની રૂયે નજરકેદની શિક્ષા યોગ્ય ગણાય? આ પ્રશ્ન ઉપર હિન્દના સર્વે મુસલમાનોએ વિચાર ચલાવ્યો છે; તેનો જવાબ સરકારને

રૂચે કે ન રૂચે, પરંતુ દરેક ચુસ્ત મુસલમાન એમ ધારે છે કે, આ પ્રકારની સહાનુભૂતિ દર્શાવવી એટલુંજ કારણ કાયદાની રૂએ આપણી સ્વતંત્રતામાં ખલેલ કરવાને પુરતું નથી, એ બીના હવે ભુલી શકાય તેમ નથીઃ આ સવાલના પ્રત્યુત્તર તરીકે, મુસલમાનોએ સેંકડો સભાઓમાં હજારો અવાજથી જણાવ્યું છે કે દરેક ચુસ્ત મુસલમાન હાલ વિપત્તિમાં આવી પડેલા તુર્કો તરફ સહાનુભૂતિ તો અવશ્ય દર્શાવે છે; પરંતુ જો કોઇ શખસ આ સહાનુભૂતિને કાર્યનું સ્વરૂપ આપે અને રાજદ્રોહ અથવા ફિતુરનો ગુન્હો કરે તો તે બાબત અલબત તદ્દન જુદીજ ગણાત. પણ જયાં સુધી મુસલમાનો શહેનશાહ પ્રત્યે રાજ્યનિષ્ઠ અને વફાદાર રહીને કોઇ પણ કાર્ય કરે ત્યાંસુધી, મારા ધારવા પ્રમાણે, જેમ સરકાર તેઓના ધર્મના સિદ્ધાન્તો અને માન્યતાની સામે કંઇ પણ વાંધો લઇ શકે નહિ, તેજ પ્રમાણે આ બાબતમાં પણ તેઓના મતની વિરૂદ્ધ થવામે તેમને કંઇ પણ હક્ક નથી. મુસલમાન પ્રજાના આ મજબૂત અભિપ્રાય તરફ સરકારે હવે તો ધ્યાન પહોંચાડવું જોઇએ અને તેઓના અંગત વિચારો માટે તેઓને સતાવવાનું છોડી દેવું જોઇએ.

હવે હું મૌલાના અબુલ કલમ અઝાદને વિષે બોલીશ. હિન્દુસ્તાનના બીજા ભાગો તો બાજુએ મુકતાં, તેમને માટે આખો બંગાળ ઇલાકો લગભગ બે વર્ષ થયાં આક્રંદ કરી રહ્યો છે. મૌલાનાનું કુટુંબ, લગભગ પચાસ વર્ષ થયાં બંગાળામાં રહે છે અને એ કુટુંબ, લોકોમાં ધાર્મિક શિક્ષણ આપવું એ પોતાના જીવનનો ઉદ્દેશ માને છે. મૌલાના પણ પોતાના પૂજ્ય પિતાની માફક ઇસ્લામ ધર્મના શિક્ષક તેમજ ઉપદેશક તરીકે પોતાનું જીવન ગાળતા હતા. રાજકીય વિષયો માટે તેમને કંઇ દરકાર પણ ન્હોતી અને મારી માહિતી પ્રમાણે તો, તેઓ તેમાં માથું પણ મારતા નહિ. તેમની પ્રવૃત્તિઓ ધર્મના પુસ્તકો રચવામાં તથા તેમના શિષ્યોને ધાર્મિક ઉપદેશ આપવામાંજ સમાયલી હતી પરંતુ સી. આઇ. ડી. ના સર્વજ્ઞ અમલદારોને એકાએક એમ લાગ્યું કે કલકત્તામાં તેમની હાજરી ભય ભરેલી છે અને તેથી તેમને ગાંસડાપોટલા બાંધી બંગાળામાંથી ચાલ્યા જવાનો તરતજ હુકમ

કરવામાં આવ્યો. લોકો તો આ હુકમથી આભાજ બની ગયા. પણ નાઇલાજે મૌલાનાને તે હુકમને તાબે થવાની ફરજ પડી. આ હુકમ રદ કરવા માટે બંગાળાના ૭૦૦૦૦ મુસલમાનોની સહી સાથે એક અરજી સરકારને મોકલવામાં આવી. લૉર્ડ કાર્માઇકલની સરકારના ભલા નામની ખાતર મારે કહેવું જોઇએ કે હમારી આ પ્રાર્થના સ્વીકારવાને અને એ ગૃહસ્થને તેના શાંત કાર્યોમાં ફરીથી જોડાવાની રજા આપવાને તેઓ નામદાર રાજી હતા; પણ કમનસીબે રદ કરવાના હુકમનો અમલ થાય તે પહેલાં તો બિહારની સરકાર વચ્ચે પડી અને શહેનશાહના શત્રુઓની સાથે રાજ્યદ્રોહી પત્રવ્યવહારના કહેવામાં આવતા ગુન્હા માટે મૌલાનાને નજરકેદ કરવાના હુકમો કાઢવામાં આવ્યા. આ ગંભીર તોહોમતથી લોકો એટલા તો સ્તબ્ધ થઇ ગયા કે ટુંક મુદ્દત સુધી એ બાબત ઉપર ટીકા કરવાનું પણ તેઓને સૂઝયું નહિ. મૌલાનાએ તો તરતજ તે તોહોમત સામે વાંધો ઉઠાવ્યો અને ઇન્સાફની અદાલતમાં પોતાના ઉપર મુકેલા તોહોમત પુરવાર કરવાને સરકારને નિમંત્રણ કર્યું. સરકારે આ નિમંત્રણ હજી સુધી સ્વીકાર્યું નથી. ત્યાર પછી ભથ્થાં તરીકે તેને એક નજીવી રકમ આપવામાં આવી તથ. તેની હિલચાલોપર અંકુશ મુકવામાં આવ્યા કે જેને લીધે ઇશા અને મગ્રેબની પ્રાર્થના કરવા માટે મસજીદમાં જવાની તેમને મુશીબત પડી. એ પ્રમાણે તેમનાપર જુદાંજુદાં અપમાનોનો વરસાદ વર્ષાવવામાં આવ્યો. મૌલાનાએ આ સંજોગોમાં શું કર્યું તે તો આપણે સર્વેને વિદિત છે. તેમણે એ નજીવી રકમ લેવા ના પાડી અને સરકારે કાઢેલા હુકમને ગણકાર્યા વિના મસજીદમાં નિમાજ પઢવા નિયમિત રીતે જવા માંડયું.

મૌલાના મહમુદલ હસનનો હેવાલ પણ મૌલાના અઝાદના જેવોજ છે. તેઓ નાની વયથી ફકીર થઇ ગયા હતા અને તેમની ધાર્મિક તેમજ રાજકીય પ્રવૃત્તિઓ કોઇ પણ વખતે જાહેરમાં આવી નહોતી. તેઓ ક્યાં છુપાં કાવત્રાં ચલાવતા હતા અથવા પોતાના શિષ્યોને કેવા રાજદ્રોહી સિદ્ધાંતોનું શિક્ષણ આપતા હતા તે જાણવાનું આપણી પાસે કંઇપણ સાધન નથી, કારણ કે આપણે સી. આઇ. ડી. ના વિશ્વાસપાત્ર માણસ નથી.

પરંતુ એટલું તો આપણે નિશ્ચયપણે જાણીએ છીએ કે તેમના સ્વભાવ અને પ્રકૃતિથી તે, આ દેશમાં સ્થપાયલી સરકાર સામે કાંઈપણ રાજ્યક્રાન્તિની ચળવળમાં વચ્ચે પડે એવા માણુસ નથી. મક્કાથી જ્યારે તેઓ પાછા ફરતા હતા તે. વખતે સી. આઇ. ડી. ના અમલદારોને એકાએક લાગી આવ્યું કે તેઓ હિંદુસ્તાનની સહિસલામતીને નુકસાન પહોંચાડે એવા આદમી છે. તે ઉપરથી તેમને પકડીને, માલ્ટાની લશ્કરી છાવણીમાં કેદીઓની સાથે રાખવામાં આવ્યા કે જ્યાં તે હજી સુધી નજરકેદમાં રીબાયા કરે છે; આ બાબતમાં પણ તેઓની સામે કોઇ પણ ચોકકસ તોહોમત મુકવામાં આવ્યું નથી, તેમજ સરકારે ભરેલું પગલું વ્યાજબી છે એમ બતાવવાને પ્રયત્ન સરખો પણ કરવામાં આવ્યો નથી. એવી લોકવાયકા ચાલે છે કે પ્રજાની માંગણીને માન આપીને સરકાર આ માનવંતા ગૃહસ્થને ફરીથી છુટા કરવાનો ઇરાદો રાખે છે. જો આ ખરૂં હોય તો, તે ઘણી આનંદની વાત છે. આપણે આશા છે કે ખસુસ કરીને આ બાબતમાં તો જે અન્યાય કરવામાં આવ્યો છે તે દૂર કરીને છેવટે વ્યાજબી ઇન્સાફ આપવામાં આવશે.

ગૃહસ્થો, હઝરત મોહનિ કે જેણે દરેક મુસલમાન મગરૂર થાય એવી જાહેર-હિંમત, કર્ત્તવ્યપરાયણુતા, અને શુભનિષ્ઠાનો અચૂક પુરાવો આપ્યો છે તેને માટે પણ મારે કંઇક બોલવું જોઇએ. તેઓ પોતાના શુદ્ધ ગુણ, ચારિત્ર્યબળ અને દેશ તથા કોમના હિતમાં અડગ ભક્તિના પ્રતાપે અમર કીર્તિથી વિભૂષિત થયલા આપણી કોમના એક બીજા આગેવાન છે. જે સમયે હિન્દની સમસ્ત મુસલમાન પ્રજા હિન્દુઓ તરફ શત્રુતાની કડવી નજરે જોઇ રહી હતી, તે વખતે હિન્દુ મુસલમાનની ઐકયતા સાધવાનો વિચાર પહેલવહેલો તેમનેજ સુઝયો હતો; અને આપણી માતૃભૂમિના હિતને માટે હિન્દની આગળ પડતી કોમો સાથે એકદિલ થઇને કાર્ય કરવાના મહામંત્રનો ઉપદેશ પણ તેમણેજ કર્યો હતો. બીજા ઘણા નેતાઓની માફક તેમને પણ ટુંક મુદતમાંજ નજરકેદ કરવામાં આવ્યા, તેમની હિલચાલો પર અંકુશ મુકવામાં આવ્યા, પરંતુ એ અંકુશો કાયદે

સર હોવાની તેમણે ચોખ્ખી ના પાડી; કારણ કે જે કાયદાની રૂએ આ અંકુશો મુકવામાં આવ્યા હતા તે કાયદો ન્યાયયુક્ત તેમજ વ્યાજબી નથી એમ તેમનું માનવું હતું. તેમની સામે કાઢેલાં હુકમોનો તેમણે જાણી જોઇને અનાદર કર્યો. તેથી તેમની સામે કામ ચલાવવામાં આવ્યું અને ઈન્સાફને માટે તેમને કોર્ટમાં ખડા કરવામાં આવ્યા. હિન્દરક્ષણના કાયદાની રૂએ પોતાના પર મુકેલા નિષેધો તોડ્યાનું ખુલ્લેખુલ્લું કોર્ટમાં કબુલ કર્યું; અને પોતાનો બચાવ કરવાને બદલે, પોતે કરેલા કાર્યનો ઇન્કાર કરવો તેના કરતાં જેલમાં જવાનું વધારે પસંદ કર્યું. તેમને ફૈઝાબાદની જેલમાં મોકલવામાં આવ્યા; ત્યાર પછી તેમની જીંદગીમાં એક સાચો હૃદયભેદક બનાવ બન્યો. ફૈઝાબાદની જેલમાં તેમની તબિયત લથડી ગઈ અને તેથી તેમની ઓરતે સરકારને અરજ કરી કે તેમને અલીગઢ જેલમાં મોકલી આપવા. કારણ કે અલીગઢના હવાપાણી ફૈઝાબાદ કરતાં તેમને વધારે અનુકૂળ છે. તેણીએ વિશેષમાં જણાવ્યું કે તે એટલી બધી ગરીબ છે કે અલીગઢથી ફૈઝાબાદનું રેલ્વેભાડું ખરચી શકે એમ નથી. અને તેથી જો મી. હઝરતને અલીગઢ રાખવામાં આવે તો તે તેમને વારંવાર મળી શકે તેમજ જેલના નિયમને અનુસરીને તેમને યથાશક્તિ મદદ પણ કરી શકે. પોતાના ખાવિંદને મુક્ત કરવાની તેણીએ જરા પણ અરજ કરી નહોતી. ગૃહસ્થો, તમે સાંભળીને ચકિત થશો કે સંયુક્ત પ્રાંતની માયાળુ સરકારે આ કમનસીબ બાઇની અરજ સાંભળ્યા વગર કાઢી નાંખી. મી. હઝરતની ઓરત ભીખારી સ્ત્રીની માફક ફાટેલાંતુટેલાં કપડાં પહેરી મ્હોંપર બુરખો નાંખી, પોતાની નાની છોકરીને આંગળીએ લઇ, પોતાના ખાવિંદને જેલમાં મળવા જવા સારૂ અલીગઢથી ફૈઝાબાદનો લાંબો કંટાળા ભરેલો રસ્તો કાપતી જોવી એ દેખાવ તે પ્રદેશમાં હાલ સામાન્ય થઇ પડયો છે. સદગૃહસ્થો! જો તમારામાં ખરી લાગણી ઉશ્કેરાઇ હોય તો અશ્રુપાત કરવાનો આજ વખત છે. હઝરત અને તેની ઓરતના અડગ માનને ખાતર મ્હારે કહેવું જોઇએ કે તેઓ હમેશની માફક દ્રઢ અને નિશ્ચળજ રહ્યા છે. હિન્દની સ્ત્રી જાતિને ખરેખર મગરૂર કરે તેવી પતિભક્તિ, હિંમત અને ધૈર્યનો આદર્શ ધરનારી આ બહાદુર અને સાહસિક સ્ત્રીનેજ એ ખરૂં માન ઘટે છે.

ગૃહસ્થો, આવા બીજા અનેક દાખલાઓ આપીને નજરકેદમાં તેમજ બંદીખાનામાં આપણા નેતાઓને પડતાં દુઃખોનો વધુ હેવાલ હું આપી શકું એમ છું, પણ તેમ કરવાની મને કાંઇ ખાસ જરૂર જણાતી નથી. આપણી કોમના ઇતિહાસમાં આ ઘણા દિલગીરી ભરેલા બનાવો છે, અને તે બ્રિટિશ સરકારની પ્રતિષ્ઠાને છાજે છે કે કેમ તે વિષે મને ઘણી શંકા થાય છે. પરંતુ નજરકેદની આ અન્યાયી અને આપખુદી નીતિની વાત બાજુએ મૂકતાં, આ અમર્યાદિત જોરજુલમની પદ્ધતિ, હિન્દની પ્રજાને વડી સરકારે ૨૦ મી ઑગસ્ટે મોકલેલા આશાયુક્ત અને સંતોષકારક સંદેશાની તદન વિરૂદ્ધ છે એ બીના આપણા રાજ્યકર્તાઓ સમજી શકતા નથી તેથી મને અચંબો થાય છે. એ જાહેરનામાના શબ્દોના ભણકારા આપણા કાનમાં હજુ સુધી વાગી રહેલા છે, અને આપણી કોમના નેતાઓને નજરકેદમાંથી મુક્ત કરાવવાની આપણી કોશીશોની નિષ્ફળતાથી ઉત્પન્ન થયેલી નિરાશાની લાગણી તે દુઃખમાં વધારો કરે છે. થયેલી ભૂલો સુધારવાને માટે વખતનો બાધ નડતો નથી, એ વાત આપણા રાજ્યકર્તાઓ હજુ પણ શીખશે અને યાદ રાખશે; અને મુસલમાન કોમને જે અન્યાય અને નુકસાન થયું છે તેનો બદલો, નજરકેદના આ હુકમો રદ કરીને વાળી આપશે એમ આપણે આશા રાખીએ છીએ. આ નેતાઓનો છુટકારો લાખો રાજભક્ત મુસલમાનોના દુઃખી અંતઃકરણને અમૃત સમાન સુખ તથા શાંતિ આપશે; વાઇસરોય, હિંદુસ્તાનમાં જે શાંત રાજકીય વાતાવરણ રાખવા માગે છે, તેને માટે આ એકજ અસરકારક ઉપાય છે.

ગૃહસ્થો, ઑલ ઇન્ડિયા મોસ્લેમ લીગની બેઠકનું કામકાજ શરૂ કરતાં પહેલાં આપણે યાદ રાખવું જોઇએ કે, પુરૂં થતું આ વર્ષ હિન્દુસ્તાનના ઇતિહાસમાં નવો યુગ લાવવાને નિર્માણ થયલું છે. ઉપર જણાવેલું ૨૦ મી ઑગસ્ટનું શહેનશાહી જાહેરનામું, આ દેશના રાજકીય બંધારણને લગતી બાબતમાં વડી સરકારે, રાજ્યપદ્ધતિના સંબંધમાં કરેલું એક સૌથી ગંભીર અને મહત્વનું નિવેદન છે. હિંદુસ્તાનના રાજકીય જીવનમાં વૃદ્ધિ અને વિકાસ કરવાને માટે ૧૮૩૩ ના ચાર્ટર આક્ટ પસાર

થતી વખતે, પાર્લામેન્ટમાં લૉર્ડ મેકૉલેએ યાદગાર શબ્દો ઉચ્ચાર્યા હતાં. તે સુપ્રસિદ્ધ દિવસથી હિંદુસ્તાનની પ્રજાની રાજકીય સ્વતંત્રતાને માટે આપણા રાજ્યકર્તાઓએ જે ગંભીર વચનો વારંવાર આપ્યાં છે તે વચનો અમલમાં આવેલાં જોવાને આ દેશની સઘળી કોમો ઘણીજ આતુરતાથી રાહ જોઈ રહી છે. લૉર્ડ મેકૉલેએ કહ્યું હતું કે, "કદાચ એવા પણ બને કે આપણી રાજ્યપદ્ધતિથી હિંદુસ્તાનના લોકોના મન એટલાં બધાં વિકાસ પામે કે તેઓ વધારે આગળ વધી જાય; આપણી પ્રજા આપણા સારા રાજ્યબંધારણ નીચે ઉછેરાયલી હોવાને લીધે વધારે સારૂં રાજ્ય ચલાવવાની શક્તિ ખીલવી શકે અને યુરોપનું જ્ઞાન અને કેળવણી લઇને કદાચ-યુરોપની રાજકીય સંસ્થાઓની આકાંક્ષા રાખે. આવો દિવસ આવશે કે કેમ તે હું કહી શકતો નથી. પરંતુ જો આવો દિવસ આવે તો તે ઇંગ્લાંડના ઇતિહાસમાં સૌથી મગરૂર થવા જેવો ગણાશે." આપણા બ્રિટિશ રાજ્યકર્તાઓના માન ખાતર એટલું તો કહેવું જોઇએ કે પ્રસંગોપાત ભયંકર અને ગંભીર ભૂલો કરવા છતાં પણ, તેમણે આપણી પ્રવૃત્તિઓને એકસરખી રીતે વૃદ્ધિ પામતા રાજકીય વિચારના વિકાસને માર્ગે દોરવવામાં સહાનુભૂતિ-પૂર્વક સહાય કરવા સારૂ ઉદાર રાજ્યનીતિ જારી રાખી છે. સને ૧૮૩૩ માં દર્શાવવામાં આવેલી રાજ્યનીતિ મુજબ તેઓએ સરસ્વતી મંદિરના દ્વાર ખુલ્લા મુકી દીધાં, અને હિન્દીઓ, પશ્ચિમની વિદ્યાનું આતુરતાથી પાન કરવા લાગ્યા. પચાસથી વધારે વર્ષ થયાં હિન્દીઓએ અંગ્રેજી રાજ્ય-વ્યવસ્થાની સ્વતંત્રતામાંથી પોષક તત્વો મેળવ્યાં અને સ્વાતંત્ર્યતાની પ્રાપ્તિ માટે ઇંગ્લાંડવાસીઓના પ્રયત્નો તથા વિજયનું, તેમને ઇતિહાસદ્વારા સાક્ષાત્ દર્શન થયું. આ દિવસ આવવાની મેકૉલેએ આગાહી કરી હતી, પરંતુ તેણે તેમજ તેના સમકાલીન પુરૂષોના ધારવા કરતાં આ દિવસ વધારે જલદીથી આવી લાગ્યો, અને તેમ થયું તેમાં કાંઇ આશ્ચર્ય પામવા જેવું નથી. અંગ્રેજી રાજ્યબંધારણનો ઇતિહાસ ધૈર્ય, રાજ્યનિષ્ઠા અને આત્મભોગના ઉત્તેજક દાખલાઓથી ભરપૂર છે. તેમનામાં, ધૈર્ય સાથે સાવધતા અને રાજ્યનિષ્ઠા સાથે ગાંભીર્ય હોય છે, એટલુંજ નહિ પણ,

પક્ષાવલંબન, ઉદારતાની કોમળ લાગણીથી મિશ્રીત અને આ સર્વ, દેશના પ્રેમ માટે પોતાનો આત્મભોગ આપવાની તત્પરતાના પ્રધાન આદર્શને આધીન હોય છે. જો આપણે આ દેશ તરફની ફરજના ઉચ્ચ આદર્શના મનનથી આપણા આત્માને અત્યંત પ્રોત્સાહિત કરીને આપણી પૂર્વની તીવ્ર લાગણીઓને ઉમંગના અસામાન્ય શિખરે ચઢાવી, જે સંસ્થાઓએ સ્વતંત્રતાપ્રિય દેશોમાં ઈંગ્લાંડને ઉચ્ચ સ્થાન અપાવ્યું છે તે સંસ્થાઓનો જુસ્સો આપણા દેશમાં દાખલ કરશું નહિ તો આપણે, આપણી જાતને તેમજ આપણા ગુરૂઓને શરમ લગાડીશું, એટલુંજ નહિ, પણ માણસ જાતિના કરતાં પણ હલકી પાયરીએ મુકાઇશું. જો સ્વતંત્રતા માટેના ઈંગ્લાંડના ઉત્સાહભર્યા આહ્વાહનનો યોગ્ય પ્રત્યુત્તર આપણે વાળીશું નહિ તો હિંદુસ્તાનના મુસલમાનોના નામને તેમજ તેમની ભૂતકાળની ભવ્ય કીર્તિને કલંક લગાડીશું. થોડા સમય લગી તો આપણે મુસલમાનો પાશ્ચિમાત્ય કેળવણી તરફ નિરૂત્સાહી રહ્યા અને બનતા બનાવો તરફ પણ તદ્દન બેદરકારી બતાવ્યા કરી; પરંતુ જે સમયે પાશ્ચિમાત્ય લોકો મુંગા અને અવાચક હતા અને જે વખતે જ્ઞાન અને ઉન્નતિનો ખજાનો માત્ર મુસલમાનો પાસે હતો તે સમયે યુરોપને જે નિમંત્રણ કરવાનો હક આપણને પોતાને હતો તેજ નિમંત્રણનો જવાબ આપ્યા વગર, પ્રજાતંત્રની હિમાયત કરનારા મુસલમાનો બેસી રહેશે નહિ. જેમ કોઈ બાળક ચંદ્રને માટે આક્રંદ કરે તેમ રાજકીય સ્વતંત્રતા માટે હિંદે પણ હિન્દની રાષ્ટ્રીય કૉન્ગ્રેસદ્વારા પોતાનો અવાજ બહાર પાડયો. વખત જતાં એ અવાજ તીવ્ર થવા માંડયો અને આખરે હિંદુસ્તાનના મુસલમાનોની રાજકીય સંસ્થાઓમાંની મોટામાં મોટી મોસ્લેમ લીગે રાષ્ટ્રીય માંગણીના અવાજને પુષ્ટી આપવાને પોતાનો અવાજ પણ તેમાં ઉમેર્યો. કોઇપણ ઐહિક સત્તા હજારો હૃદયમાંથી નિકળતા આ અવાજની સામે થઇ શકી નહિ. કૉન્ગ્રેસ અને લીગના ઠરાવો પસાર થયાંને થોડાજ મહિના થયા એટલે વડી સરકારનો ૨૦ મી ઓગષ્ટે એક મહાન ફેરફાર કરનાર ઢંઢેરો નિકળ્યો જે હિન્દની સમસ્ત પ્રજાની છેવટની રાજકીય સ્વતંત્રતા માટેનું એક અભિવચન છે એવી આપણે આશા રાખીએ છીએ.

હવે ગ્રહસ્થો, આ વિષય ઉપરથી હું સનદશીર સુધારાના અગત્યના વિષય ઉપર આવું છું; એ ઉપર ઘણું વિવેચન થઈ ગયું છે અને તેની ચર્ચાથી ઑલ-ઇન્ડિયા મોસ્લેમ લીગના કર્તવ્યપરાયણ સભાસદોની અયોગ્ય નિંદાઓ કરવામાં આવી છે. ગયા નવેમ્બર માસમાંજ કોન્ગ્રેસ કમીટી તથા મોસ્લેમ લીગના પ્રતિનિધીઓએ એકત્ર રીતે સુધારણાની એક યોજના ઘડી કાઢી હતી, જે હવે 'કોન્ગ્રેસ લીગની સુધારણાની યોજના'ના નામથી જાણીતી છે. આ યોજના માત્ર એક વર્ષ પહેલાં ઇન્ડિયન નૅશનલ કૉન્ગ્રેસ અને ઑલ-ઇન્ડિયા મોસ્લેમ લીગની સમક્ષ રજુ કરવામાં આવી હતી; અને આ બન્ને રાજકીય સંસ્થાએ તે પર વિચાર ચલાવીને મંજુર રાખી હતી. ત્યાર પછી તે પ્રસિદ્ધ કરવામાં આવી અને આખા હિન્દુસ્તાનમાં વહેંચવામાં આવી હતી. એ યોજનાના સિદ્ધાન્તો તેમજ વિગતો વિષે કોઈએ પણ ભિન્ન મત દર્શાવ્યો નથી. ૨૦ મી ઑગસ્ટના જાહેરનામા પછી, અને સેક્રેટરી ઑફ સ્ટેટ હિન્દ ખાતે આવવાના છે એ જાહેર થયા પછી હિન્દુસ્તાનમાં સઘળે ઠેકાણે કેટલીક અલ્પ-જીવિત રાજકીય સંસ્થાઓ ઉભી થવા લાગી અને હિન્દુસ્તાનના ભવિષ્યના રાજ્યવહિવટમાં સુધારાની યોજનાઓ સુચવવાનો મહાન હક્ક જાણે પોતાનેજ હોય એમ માની બેઠી. વળી સરકાર તરફથી હિન્દમાં સ્વરાજ્ય સ્થાપવા વિષે તથા સેક્રેટરી ઑફ સ્ટેટની અત્રે મુલાકાત વિષે જો કાંઇ જાહેર કરવામાં આવ્યું નહોત, તો આ સઘળા રાજકીય અગ્રેસરો કોઇ ખુણામાંજ પડયા રહ્યા હોત, અને તેમની અમૂલ્ય સુચનાઓ અને યોજનાઓ કદી પણ પ્રકાશમાં આવી ન હોત. સેક્રેટરી ઑફ સ્ટેટની સાથે મુલાકાત લેવાની મહાન્ લાલસા તેઓ સમાવી શકે એમ નહોતું અને તેથી તેમનો આ ઇષ્ટ હેતુ પાર પાડવા સારૂ તેઓ જુદાજુદા માર્ગો તથા સાધનો શોધવા લાગ્યા. તેઓ સારી રીતે જાણતા હતા કે આ દેશમાં રાજકીય વિચારની કોઇ સંસ્થાના પ્રતિનિધી હોવાનો દાવો કરતા હોય તે સિવાય બીજાઓને હિન્દી પ્રધાન મુલાકાત આપી શકે એમ નહોતું; અને તેથીજ તે લોકો આપણા સમ્રાટ્ના પ્રતિનિધીઓ સાથે મુલાકાત લેવાને જોઇતા પરવાના તરીકે વાઇસરૉય

અને સેક્રેટરી ઓફ સ્ટેટની સમક્ષ રજુ કરવાની યોજનાઓ તૈયાર કરવા લાગ્યા. કૉન્ગ્રેસ–લીગની યોજનાની શબ્દેશબ્દ નકલથી તેઓનો હેતુ પાર પડી શકે એમ નહોતું; કારણકે તેઓ તે નકલ રજુ કરતે તો તેમને લીગ દ્વારા આવવાનું કહેવામાં આવત, અને તે એ લોકોને માટે અસંભવિત હતું, કારણ કે લીગના દ્વાર તો હિન્દ માટે સ્વરાજ્યનો સિદ્ધાંત સ્વીકારે તેનેજ માટે ખુલ્લા છે. પોતે કંઇ પણ નવી સૂચના કરવાની શક્તિ ધરાવતા નહિ હોવાથી કૉંગ્રેસ લીગના આધારેજ તેમને કામ શરૂ કરવું પડયું પણ તે યોજનાને અસલનું રૂપ આપવા સારૂ તેમાં ફેરફારો કરવાની જરૂર હતી. આપણા ટીકાકારોએ કૉંગ્રેસ લીગની યોજનાથી પોતે અલગ રહેવાનું જણાવીને, તે માર્ગદર્શક અને નમુનેદાર તરીકે વસ્તુતઃ સ્વીકારી છે, અને કેટલીક બીનાનો મોટે ભાગે શબ્દેશબ્દ તેમાંથી ઉતારો કર્યો છે તેનું કારણ પણ એજ છે. રાજ્યવ્યવસ્થામાં જોઇતા સુધારાની બાબતમાં આપણી તથા બીજી જે યોજનાઓ બહાર પડી છે તેમની સરખામણી કરવાથી આ સિદ્ધ થશે. અનુકરણ એ પ્રશંસાનું અકૃત્રિમ સ્વરૂપ ગણાય છે; અને મારા ધારવા પ્રમાણે તો આપણી યોજનાની છુટથી નકલ કરીને, આપણા ટીકાકારોએ આપણને ખરેખર ધન્યવાદ આપ્યો છે, અને તેને માટે આપણે વ્યાજબી રીતે મગરૂર થવું જોઇએ. આપણા ટીકાકારો પ્રત્યે દુશ્મનાઈ બતાવવાને બદલે જે વિરોધીઓએ આપણી સુચનાઓની અગત્યતા વિષે સાક્ષી આપી છે અને જેમણે રાજ્યવ્યવસ્થાના સુધારાની આપણી યોજનામાં સમાયલા મુખ્ય સિદ્ધાન્તો પોતાનો વિચાર ન હોવા છતાં પણ કબુલ રાખ્યા છે તેમનો આપણે અંતઃકરણપૂર્વક આભાર માનવો જોઇએ.

આ ઉપરથી હું ખુદ સુધારાની યોજના વિષે બોલીશ. એવું કહેવામાં આવે છે કે રાજ્યવ્યવસ્થામાં જોઇતા સુધારા માટે મત દર્શાવવામાં આપણી હિન્દની કોમના હિતને આપણે હાનિ પહોંચાડી છે અને આપણા પર કોમે મુકેલાં સંપૂર્ણ વિશ્વાસનો ભંગ કર્યો છે. એવી દલીલ લાવવામાં આવે છે કે રાજકીય ચળવળમાં મુદ્દલ ભાગ લેવો નહિ એ મુસલમાનો

માટે સૌથી સરસ રસ્તો છે. અને કેટલાકો તો એટલે સુધી કહે છે કે હિન્દુસ્તાનના અધિકારી મંડળની સત્તા અને લાગવગને ધોકકો પહોંચે એવા સુધારાની સામે થવાની મુસલમાનોની ખાસ ફરજ છે. આ રાજકીય વિચારોનો પ્રચાર કરવાને કેટલાક લેભાગુ નેતાઓ નિકળી પડયા છે અને તેથી તે બાબત જરા બારીકીથી તપાસવા માટે હું આપની રજા લઉં છું.

સદ્‌ગ્રહસ્થો, સર સૈયદ આહમદખાનના અગ્રેસરપણા હેઠળ આપણા નેતાઓ રાજકીય બાબતમાંથી તદ્દન અલગ રહેવાની હિમાયતી કરતા હતા તેને અડધી સદી કરતાં વધારે સમય વીતી ગયો છે અને ત્યારપછી દુનિયા આગળ પણ વધી છે. હું કાંઇ આપણા ભૂતકાળના મહાન્ નેતાઓના કાર્યની તપાસ કરવાનો વિચાર રાખતો નથી પણ એટલું તો કહેવાની હું નિશ્ચયપણે હિંમત કરીશ કે સર સૈયદ આહમદ અને તેમના સાથીઓએ અડધી સદીથી વધારે વખત પહેલાં જે નીતિરીતિની હિમાયત કરી હતી તે સઘળે વખતે અને સઘળા સંયોગોમાં લાગુ પાડી શકાય નહિ. સર સૈયદને પણ પોતાની જીંદગી દરમ્યાન પોતાના વિચારોમાં ફેરફાર કરવો પડયો હતો. ૧૦ મી મે સને ૧૮૬૬ ને રોજ અલિગઢ ખાતે ભરાયલી સભામાં સર સૈયદે પોતાના એક ભાષણમાં હેઠળ મુજબ કહ્યું હતું:—

"બ્રિટિશ પાર્લામેન્ટની બાબતમાં હિન્દી પ્રજાની બેદરકારી તથા અજ્ઞાનતા જોઈને આપણને ઘણીજ દિલગીરી ઉપજે છે. જો તમે તમારી બીના તે લોકોની સમક્ષ રજુ કરો નહિ તો તમારા કાર્યમાં તેઓ ઘણો ઉત્સાહ ધરાવે એમ શું આશા રાખી શકાય ખરી કે ? એ સંસ્થામાં બેસનારાઓમાં ઘણા એવા છે કે જેઓ પોતાના વિચારોમાં ઉદાર, પોતાના કાર્યમાં ઘણા પ્રમાણિક અને ન્યાયી છે અને મનુષ્યજાતિના કલ્યાણની બાબતમાં ઘણોજ ઉંડો ઉત્સાહ ધરાવનારા છે. એમ છતાં તેમનો આ ઉત્સાહ જાગૃત કરવાને અલબત એટલું તો જરૂરનું છે કે જે લોકોના ભલાં માટે તેમણે પ્રયત્નો કરવાના છે તે લોકોની જરૂરીયાતો તથા અભિલાષાઓ સ્પષ્ટ રીતે તેમની જાણમાં લાવવી જોઇએ. તેમનો ઉત્સાહ અને પરોપકારવૃત્તિ એક વખત જાગૃત થયા બાદ, સદ્‌ગૃહસ્થો, તમારે ખાત્રી રાખવી કે યાહુદી, હિન્દુ, ખ્રિસ્તિ અથવા મુસલમાન, કાળા તેમજ ગોરા માણસો—એ સર્વેની જરૂરીયાતો ધ્યાનપૂર્વક તપાસીને તેઓ તેપર યોગ્ય લક્ષ

આપશે. પૂર્વની પ્રજાની ખાસીયત પ્રમાણે હિન્દ પોતાના સુસ્તપણાને લીધે પાર્લામેન્ટ તરફ સ્વપ્ન સમાન બેદરકારીની નજરથી જુએ છે, અને તેની સમક્ષ શહેનશાહનો હિન્દી પ્રધાન સામાન્ય રીતે અસ્પષ્ટ ભાષણથી અંદાજપત્રના સ્વરૂપમાં રજુ કરે તે બાબતોથી સંતોષ માને છે. શું વસ્તુસ્થિતિ આમનેઆમ ચાલ્યાજ કરશે વારૂ? અથવા તો બ્રિટિશ પ્રજાનાં રાજ્ય કારોબારી મંડળમાં, તાબાના આ મહાન્ મુલકને યોગ્ય પ્રતિનિધિત્વ સંપાદન કરવાનો વખત શું હવે આવી લાગ્યો નથી? સદ્‌ગૃહસ્થો, હા, તે વખત આવીજ લાગ્યો છે, અને તમારા દેશ માટે તમારો ઉત્સાહ જાગૃત કરવાને હું વિનંતિ કરૂં છું. હિન્દમાં યુરોપીયન કોમ જે હવે ઘણી વધી ગઈ છે તેણે હિન્દની બીનાઓ તથા તેના સઘળા લોકોની જરૂરીયાતો તથા અભિલાષાઓ પાર્લામેન્ટની સંપૂર્ણપણે જાણમાં લાવવા સારૂ લંડનમાં એક એસોસિએશન સ્થાપી છે અને હિન્દમાં તેની કેટલીક શાખાઓ પણ રાખી છે. પરંતુ જ્યાં સુધી અત્રેના દેશીબંધુઓ તેમની સાથે મળીને કાર્ય કરે નહિ, તેમને નાણાની જોગવાઈ કરી આપે નહિ, અને સદરહુ યોજના એક કાયમનું બંધારણ થાય તે માટે પગલાં ભરે નહિ તો, તે તક જતી રહેશે. હિન્દીઓને પ્રતિનિધિત્વ મળશે નહિ, અને ભવિષ્યમાં જ્યારે તમે યૂરોપીઅન લોકોને તેમણે પ્રાપ્ત કરેલા હકકો ભોગવતા અને તમારી જરૂરીઆતો હજુ પૂરી પડયા વગરની જશો ત્યારે તેનો દોષ માત્ર તમારેજ શિરે રહેશે."

"જો તમે કાંઇક આવા પગલાં આદરશો તો સરકાર અથવા છૂટા અધિકારીઓ તમને ટંટાખોર અને અસંતોષી ગણશે એવી ભયની લાગણીથી તમારા દેશના ભલા માટે તમે આગળ પડતાં અટકો છો શું યૂરોપીઅન લોકોને ટંટાખોર અને અસંતોષી ગણવામાં આવે છે વારૂ? તમે ખાત્રીથી માનજો કે આ હિચકારાપણું ખોટું છે, આ ભય આધાર વગરનો છે. હિન્દમાં એવો કોઇપણ ઉદાર મનનો અંગ્રેજ નથી કે જે પોતાના લોકોની વધતી જતી પ્રગતિના શુભ ચિહ્નને આનંદ અને આશા સિવાય બીજી લાગણીથી જોય. **હમણા છો તેમ નિરૂત્સાહી અને પરતંત્ર રહેવાના કરતાં જો તમે ફકત ઉત્સાહ અને સ્વાશ્રય બતાવશો તો અંગ્રેજ લોક જેવી સ્વતંત્ર પ્રજાનો ભાવ અને માન સંપાદન કરવાનો તમને વધારે સંભવ છે.** સૌથી વિશેષ બુદ્ધિશાળી સરકારના કાર્યો તેમજ કાયદાઓ ગમે તેવા પ્રમાણિકતા અને દેશાભિમાનના હેતુથી કરવામાં આવ્યા હોય તોપણ તે, લોકોની જરૂરીઆતોને તેમજ ખરા ઇન્સાફને બંધબેસ્તા નિવડયા નથી. **હિન્દીઓને પોતાના દેશની વ્યવસ્થામાં કોઈપણ જાતનો અવાજ નથી**

અને હશે તો તે નહિ જેવો છે. સરકારનું કોઈપણ કાર્ય જો તેમને રૂચતું નહિ હોય તો તેનાપર તેઓ વિચારજ કર્યા કરે છે, અને બહારથી સુખસંતોષ બતાવે છે જ્યારે તેમના મગજમાં તો અસંતોષની લાગણી ધુમ્યા કરે છે. હું આશા રાખું છું કે મારા દેશીબંધુઓ મારા સત્ય કથનથી ગુસ્સે થશે નહિ. સરકારના કેટલાંએક કાર્યોની તમે તમારા ઘરમાં તેમજ મિત્રમંડળમાં નિંદા કરોછો, પણ જ્યારે તમે યૂરોપવાસી ગૃહસ્થોની મુલાકાતે જાઓછો ત્યારે તેજ કાર્યોના ડહાપણ તથા ન્યાયના સંબંધમાં તમે તદ્દન સંતોષ જાહેર કરોછો. આ રીતિ દેશના હિતને નુકસાનકારક છે. સરકારના કાર્યો ન્યાયી છે કે અન્યાયી તે વિષે હિંદીઓ ખુલ્લેખુલ્લી રીતે અને પ્રમાણિકપણે અભિપ્રાય દર્શાવે તો હિંદને વાસ્તે તે ઘણું લાભદાયક થાય."

ત્યાર પછી સર સૈયદ, જૉન સ્ટુઅર્ટ મીલના પુસ્તકમાંથી નીચેનો ફકરો ટાંકે છે:—

"કોઈપણ મનુષ્યના હકો તથા લાભો પ્રતિ દર્શાવવામાં આવતી બેદરકારી, જ્યારે તેમાં હિતસંબંધ ધરાવનાર શખ્સ પોતે તેનું રક્ષણ કરવાને શક્તિવાન હોય તેમજ હંમેશ તત્પર હોય ત્યારેજ દૂર થઈ શકે. સિદ્ધાન્ત એ છે કે સામાન્ય સુખસંપત્તિ વધારવાને જેટલા પ્રમાણમાં આત્મશક્તિનો ઉપયોગ કરવામાં આવે તેટલાજ પ્રમાણમાં તે વૃદ્ધિ પામીને વિસ્તૃત થાય છે."

ત્યારબાદ આપણા માનવંત નેતા હેઠળ પ્રમાણે કહે છે:—

"આ સિદ્ધાન્તો જેમ બીજી પ્રજાને લાગુ પડે છે તેમ હિન્દની પ્રજાને પણ લાગુ પડે છે, અને તેને વ્યવહારમાં મુકવાનું કામ તમારા અને તમારાજ હાથમાં છે. જો તમે તમારી જાતને મદદ કરશો નહિ તો ખાત્રી રાખજો કે તમને પણ કોઈ મદદ કરશે નહિ. તમારે બ્હીવાની શું જરૂર છે?; હું પોતે સરકારી માણસ છું, છતાં પણ આ જાહેર સભામાં તમારી સમક્ષ ખુલ્લેખુલ્લું બોલું છું. સરકાર તરફ મારી વફાદારી બળવાના વર્ષમાં પુરવાર થઇ હતી એ તમો સર્વને વિદિત છે. હું મક્કમપણે માનું છું અને ખાનગી તેમજ જાહેર સભામાં મેં ખુલ્લી રીતે જાહેર પણ કર્યું છે કે હિન્દની પ્રજા સરકારમાં જેમ જેમ વધારે ને વધારે વિશ્વાસ રાખશે તેમ તેમ વિદ્યમાન સરકારનું બંધારણ વધારે મજબૂત થશે અને તેમની અને તમારી વચ્ચે જેમજેમ પરસ્પર સ્નેહભાવ

દૃઢ થતો જશે તેમતેમ દેશના હિતમાં વૃદ્ધિ થશે. ખરા અંતઃકરણથી તમે વફાદાર બનો, તમારા રાજ્યકર્ત્તા ઉપર સંપૂર્ણ વિશ્વાસ રાખો અને તમારા દુઃખો, તમારી આશાઓ અને ચિંતાઓ માનપૂર્વક, પ્રમાણિકપણે અને સ્પષ્ટ ભાષામાં દર્શાવો; અને તમે ચોક્કસ ખાત્રી રાખજો કે આ માર્ગથી તમે તમારા વ્યાજબી હકો ભોગવી શકશો. આ રીતિ રાજ્યભક્તિને યોગ્ય, બલ્કે ખરી રાજ્યભકિત સમાનજ છે એમ સત્ય અભિપ્રાય આપનારા માન્ય રાખશે."

ગ્રહસ્થો, રાજકીય ચળવળની કાર્યસાધકતાના સંબંધમાં આપણા મહાન્ નેતાના ઉપર ટાંકેલા શબ્દો કરતાં વધારે સ્પષ્ટ પૂરાવો આપી શકાય એમ હું ધારતો નથી અને આ બાબતમાં જો હું કાંઈ ઉમેરો કરૂં તો મેં ખરેખર નિન્દાપાત્ર પ્રાગલ્ભ્યનો દોષ કરેલો ગણાશે રાજ્યવ્યવસ્થામાં રહીને બંધારણયુકત રાજકીય ચળવળ કરવી એજ આપણા હકોના ન્યાયયુક્ત વિચારોનું ખરૂં સાધન છે તેમજ રાજકીય ચળવળમાં નિષ્ક્રિય રહેવું એ આપણી કોમના હિતને તદ્દન નુકસાનકર્તા નિવડશે એ સઘળાઓ માન્ય કરે છે. આપણે સમયને અનુસરીનેજ ચાલવું જોઇએ, નહિતો ખચિત આપણો વિનાશ થશે. પરંતુ આ સઘળા વિચારો બાજુએ મૂકીને તાબાના આ મહાન્ મૂલકની રાજયહિવટને લગતી બાબતોમાં આ રાજ્ય-કર્તાઓએ ચલાવેલી રાજ્યનીતિપર સ્વાભાવિક રીતે અસર કરતી આ દેશની ભિન્નભિન્ન જાતિની રાજકીય પ્રવૃત્તિઓ તેમજ બનતા બનાવો પ્રતિ બેદરકારી રાખવી, એ આપણે વાસ્તે યોગ્ય તેમજ બુદ્ધિપૂર્વક છે કે કેમ તેનો વિચાર કરવાને હું તમો સર્વે ગૃહસ્થોનેજ ભલામણ કરીશ. કદાચ આપણે શાંત બેસી રહેત, અથવા સુધારાને માટે ચળવળ કરતી કોમો તરફ કદાચ આપણે વિરોધની લાગણી બતાવત, તોપણ મુસલમાન કોમના આવા વલણ છતાં સુધારા તો મોડા વહેલા થતેજ એ વિષે મને સંશય રહેતો નથી. બ્રિટિશ પ્રજાનો હિન્દપર રાજ્ય કરવાનો હેતુ કોઇ એક કોમ અથવા જાતિનાજ ભલાંને માટે હોવાનું તેમજ એક કોમની વિરૂદ્ધ બીજી કોમને પક્ષપાત કરી સામ્રાજ્યના લાભોનો ભોગ આપવાનું તેઓ કબુલ કરશે એમ ધારવું એ મોટી ભૂલછે. એટલું તો સ્વાભાવિકજ છે કે જે રાજ્ય-નીતિ આ દેશમાં ચલાવવામાં આવે છે તે સમસ્ત સામ્રાજ્યના લાભો

સાચવવાના ઉદ્દેશથીજ ચલાવવામાં આવે છે અને માત્ર આ વિચારોથીજ હક આપવા નહિ આપવાની બાબતનો તેમણે નિર્ણય કરવો જોઇએ. દાખલા તરીકે, જો કોઇપણ વખત આપણા રાજયકર્તાઓએ, રાજકીય હકો માટેની લડત તરફ બેદરકારી બતાવી હોય તો તે કોઈ કોમ અથવા કોમોની એ હકો તરફ વિરૂદ્ધતાને લીધે નહિ પણ સામ્રાજ્યના હિતને લીધેજ હતી. અલબત, હિંદુસ્તાનના લોકોના કોઇ પણ વર્ગ તરફથી દર્શાવવામાં આવેલી વિરૂદ્ધતાને યોગ્ય વજન મળવું જોઇએ પરંતુ આવી વિરૂદ્ધતા કંઇ આપણા અધિકારીઓને પોતાના નિર્ણયપર લાવવામાં મુખ્ય સાધન ગણી શકાય નહિ. તેમજ જો આપણા રાજયકર્તાને એમ લાગે કે અમુક હકો આપવા જોઇએ તો તેની સામે આ દેશમાં કોઇપણ વિરૂદ્ધ મત દર્શાવવામાં આવે તોપણ તે જરૂર આપવામાં આવશેજ. ઉપર દર્શાવેલી ટીકાને ઘણા દાખલાઓ આપી હું પુરવાર કરી શકું એમ છું પરંતુ થોડા તાજાજ દૃષ્ટાંતો આપી હું સંતોષ માનીશ. આપણે સર્વ જાણીએ છીએ કે ઘણા સમય સુધી મુસલમાનો રાજકીય ચળવળથી દૂર રહ્યા હતા, અને હિન્દમાં એક એવો રાજકીય સિદ્ધાંત પ્રચલિત હતો કે મુસલમાનો એક કોમ તરીકે હિન્દુઓની માગણી તરફ વિરૂદ્ધ છે. આપણી બેદરકારી અને વિરૂદ્ધતા હોવા છતાં પણ સુધારાના લાભકારક પગલાંઓ ભરીને લૉર્ડ રિપનની સરકારે હિંદુઓની માંગણીને બહાલ રાખી હતી, જેથી આ દેશમાં સ્વરાજયનો પાયો નંખાયો અને જેને માટે હજુ પણ માન અને સ્નેહભાવની લાગણીથી આપણેતેમનું સ્મરણ કરીએ છીએ. ગૃહસ્થો, વળી જયારે ઇન્ડિયન નૅશનલ કૉન્ગ્રેસ સ્થાપવામાં આવી ત્યારે મુસલમાનોએ તેનાથી અલગ રહેવાનું વ્યાજબી ધાર્યું હતું અને તે લોકો આ મંડળ કે જે તેની શરૂઆતમાં માત્ર હિંદુઓનીજ સંસ્થા તરીકે ગણાતું હતું તેના વિરોધી તરીકે ઓળખાતા હતા; પરંતુ ઇન્ડિયન નૅશનલ કૉન્ગ્રેસની માંગણીઓને લીધેજ લૉર્ડ લૅન્સડાઉનની સરકારે ધારાસભાનો વિસ્તાર કરવાનો આરંભ કર્યો અને એ સભાઓમાં ચુંટણીના તત્વો દાખલ કર્યા. એટલું તો યાદ રાખવું જોઇએ કે આ સુધારો દાખલ કરતી વખતે સરકારને મુસલમાન કોમના નેતાઓના સ્પષ્ટ અભિપ્રાય તરફ

આંખમિચામણી કરવી પડી હતી, બલ્કે તેમના તરફથી કંઇ ટેકો કે સંમતિ પણ મળી ન હતી. દશ વર્ષ પસાર થયા નહિ એટલામાં તો કૉંગ્રેસની માંગણીને માન આપીને ધારાસભામાં વધારે વિસ્તાર કરવામાં આવ્યો અને તે પણ મુસલમાન કોમની સહાનુભૂતિ વિનાજ થયો હતો. વળી બીજા દશ કરતાં પણ ઓછા વર્ષ દરમ્યાન મિન્ટો-મોર્લીના સુધારાઓ દાખલ થયાં; તેને લીધે ધારાસભાએ હાલનું સ્વરૂપ ધારણ કર્યું છે, અને તેમાં બિનઅધિકારી સભાસદોના બહુમત માટેની કૉન્ગ્રેસની માંગણીઓનો તેમજ લગભગ પચીસ વર્ષ થયાં જે બીજા જુદાંજુદાં હકો માટે કૉન્ગ્રેસ લડત ચલાવી રહી હતી તેનો પણ ખરેખરી અને અસરકારક રીતે સ્વીકાર કરવામાં આવ્યો. આ દાખલાઓથી ચોકકસ રીતે પુરવાર થાય છે કે હિન્દી પ્રજાને આપેલા રાજકીય હકો મુસલમાન કોમની વલણને ગણકાર્યા વગર આપવામાં આવ્યા છે. આ હકો આ દેશની જુદીજુદી કોમના હિત સંબંધનો વિચાર કર્યા વિનાજ આપણા રાજ્યકર્તાઓએ આપ્યા છે એમ હું જરાએ કહેવા માંગતો નથી; પરંતુ જે મુદ્દાઓ ઉપર હું ભાર મુકી કહેવા ઇચ્છું છું તે મુદ્દો હેઠળની મુખ્ય બીનાઓને લગતો છે; એટલે કે, કોઇપણ હકો આપવા નહિ આપવાના પ્રશ્નનો નિર્ણય આપણા રાજ્યકર્તાઓએ હિન્દના રાજ્યવહિવટને તે હકો કેવી રીતે લાગુ પાડવાના છે એ વાત ધ્યાનમાં નહિ લેતાં, સામ્રાજ્યના હિતને તેમજ અમુક હક આપવા નહિ આપવા માટે જોઇતી રાજનીતિને અનુસરીનેજ હંમેશાં કર્યો છે; અને તે તદ્દન યોગ્યજ છે. હું જે કહેવા માંગું છું તેનો પ્રત્યક્ષ દાખલો બંગાળના ભાગલા રદ થયા તે વિષેનો છે. પૂર્વ બંગાળના આપણા બંધુઓને એમ કહેવામાં આવ્યું હતું કે બંગાળના ભાગલા એ એક નિશ્ચિત બાબત છે અને તે અમલમાં રાખવાની લડત ચલાવવા સારૂ તેમને લાલચ તેમજ ઉત્તેજન પણ આપવામાં આવ્યું હતું. લૉર્ડ મોર્લી સુદ્ધાં એક પછી એક વાઇસરૉય અને સેક્રેટરી ઑફ સ્ટેટે જાહેર કર્યું હતું કે હિંદુસ્તાનમાં બ્રિટિશ સામ્રાજ્ય જાળવી રાખવાને જેમ બ્રિટિશો ગમે તે ભોગે તૈયાર થાય તેમજ બંગાળના ભાગલા પણ કોઇપણ જોખમે ટકાવી રાખવામાં

આવશે. લૉવેટ ફ્રેઝર એમ કહે છે કે, "પૂર્વ બંગાળના મુસલમાનોને પ્રધાનો વાઇસરૉયો, લેફ્ટનન્ટ ગવર્નરો તથા નવા પ્રાંતના સઘળા અધિકારીઓ તરફથી એમ કહેવામાં આવ્યું હતું કે તેઓને કલકત્તાના બંગાળીઓની હકુમત નીચે ફરીથી કદી પણ મુકવામાં આવશે નહિ." તેઓ ઘણા ઉશ્કેરાયલા હોવા છતાં પણ બ્રિટિશ લોકોના વચનપર ભરોસો રાખીને સાત વર્ષ સુધી તદ્દન શાંત રહ્યા." સને ૧૯૧૨ ના ફેબ્રુઆરી મહિનામાં અમીર સભામાં બોલતાં લૉર્ડ મીન્ટોએ પોતાની હંમેશની સચોટ રીતે આ બાબતપર હેઠળ પ્રમાણે સાક્ષી આપી હતી:—

"અમે મુસલમાનોને એમ કહ્યું હતું કે બંગાલના ભાગલા એ નિશ્ચિત બીના છે. અમે ફરીથી ને ફરીથી ભાર મૂકીને જણાવ્યું હતું કે ભાગલાઓ એમને એમ ચાલુજ રહેશે. અમે, પૂર્વ બંગાલના મુસલમાનોને તેઓની રાજ્યભક્તિની કદર અને તેમનું હિત જાળવવાના અમારા નિશ્ચય સંબંધી ખાત્રી આપી હતી. મારા ધારવા પ્રમાણે હિન્દુસ્થાનમાં એવો ભાગ્યેજ કોઇ મુલકી અમલદાર હશે કે જેણે એમ જાહેર કર્યું નહિ હોય કે બંગાલના ભાગલા ચાલુ રાખવાના સંબંધમાં બ્રિટિશ સરકાર જે નિર્ણયપર આવી હતી તે ફેરવવાનું અશકય હતું."

આપણા રાજ્યકર્તાઓના વજનદાર ઉચ્ચારણો પછી બંગાલના ભાગલા રદ કરવા એ મનુષ્ય જાતિની સત્તામાં હોય એમ હિન્દના કોઇપણ રાજકીય નેતાએ ભાગ્યેજ ધાર્યું હશે. પણ ખરેખરી હકીકત શું છે? બંગાલના ભાગલા રદ કરવાનું જ્યારે સરકારને અનુકૂળ લાગ્યું ત્યારે અત્રેની તેમજ ઇંગ્લાંડની સરકારના વચનોનો ભંગ કરવાને આપણા રાજ્યકર્તાઓ એક પળ પણ થોભ્યા નહિ. પણ જે ગંભીર વચન આપણા પૂર્વ બંગાલના મુસલમાન ભાઇઓને આપવામાં આવ્યું હતું અને જે વચનો ૭ વર્ષ સુધી ફરી ફરી અપાયાં હતાં તે વચનોનો દીલ્હીની યોજનાને આગળાં વધારવાના હેતુથી, નિર્દયતાથી ભંગ કરવામાં આવ્યો આપણા પૂર્વ બંગાળના મુસલમાનભાઇઓની અપૂર્વ વફાદારી તે સમયે ભૂલી જવામાં આવી, અને સરકારની જરૂરયાતોને પહોંચી વળવા સારૂ વારંવા અપાયલાં વચનો જાણે તે નંકામાજ હોય તેમ, તેનો ભોગ આપવાને સરકાર

એક પળ પણ થોભી નહિ. તેથી હું દૃઢતાથી માનું છું કે મુસલમાનો રાજકીય બાબતોમાં ભાગ લે કે ન લે એ સરખુંજ છે. જો મુસલમાનો જેટલે સુધી તેમના લાભો સમાયલા છે તેટલે સુધી તેનો પ્રત્યુત્તર આપશે નહિ અથવા તેનો નિકલ કરશે નહિ તો, તેના સંબંધનો ઉત્તર, મુસલમાનો નહિ તો અન્ય કોમ આપશે. મોસ્લેમ લીગ રાજકીય વિષયોમાં તટસ્થ રહેવાની રીતિની વિરૂધ્ધ છે અને અનુભવના કડવા પાઠો શીખ્યા પછી લીગના સભાસદો એ નિર્ણયપર આવ્યા છે કે મુસલમાન કોમના હિત સંબંધને લગતો ફડચો મુસલમાનો અને મુસલમાનોએજ કરવો જોઇએ.

સદ્‌ગ્રહસ્થો, રાજકીય બાબતમાં તટસ્થ રહેવાની નીતિ થોડા વર્ષમાં બનેલા બનાવોથી ભાગ્યેજ યોગ્ય ગણી શકાય એ હું પુરવાર કરી શકયો છુ એવું મારૂં ધારવું છે. એ તટસ્થતાનું વ્યાજબીપણું અથવા યોગ્યતાનો પ્રશ્ન બાજુએ મૂકતાં પણ, હિંદુસ્તાનની પ્રગતિના પ્રવાહની સામે થવું એ મુસલમાનોને માટે ઘણું મૂર્ખતા ભરેલું થઇ પડતે. જો આપણે તેમ કર્યું હોત તો આપણી કોમના લાભો જરા પણ સાધ્યા વગર હાસ્યપાત્ર થાત. બંગાળના ભાગલા રદ્દ થયા પછી પૂર્વ બંગાળના આપણા મુસલમાન ભાઇઓના જેવીજ સ્થિતિમાં આપણે મુકાઇ જાત; તેથી આપણે નિશ્ચિતપણે એમ જણાવવું પડયું હતું કે સુધારાની આવશ્યકતા છે, તેનો સમય આવી લાગ્યો છે, અને રાજ્યવહિવટના ફેરફારોની કોઇ પણ યોજનામાં આપણી કોમનો હિત સંબંધ કેવી રીતે જાળવવો તે વિષેનાજ પ્રશ્નનો નિર્ણય કરવાનો હતો. આ કાર્યને માટે ઑલ ઇન્ડિયા મોસ્લેમ લીગે મુસલમાનોને તેના કામકાજમાં આવીને ભાગ લેવાના આમંત્રણની જાહેર ખબરો આખા હિન્દુસ્તાનમાં કાઢી; અને મુંબઇમાં મળેલી લીગની બેઠક વખતે દરેક પ્રાંતના પ્રતિનિધિઓની બનેલી એક સમર્થ કમિટી રાજ્ય-વહિવટના સુધારાઓની યોજના ઘડી કાઢવાને નિમવામાં આવી. સને ૧૯૧૬ ના નવેમ્બર માસમાં આ કમિટીએ હિન્દી રાષ્ટ્રીય સભાના પ્રતિનિધિઓની બનેલી બીજી કમિટી સાથે ભેગી મળીને ચાર દિવસ સુધી ચર્ચા ચલાવ્યા પછી હિન્દુસ્તાનની જુદીજુદી કોમ વચ્ચે પરસ્પર સમજુતના

આધારે રાજ્યવ્યવસ્થાને લગતા સુધારાઓની એક યોજના ઘડી કાઢી. આ યોજના તે કોન્ગ્રેસ લીગની એકત્ર યોજના છે, કે જે ઘણાઓએ કલંકિત તથા તિરસ્કારપાત્ર ગણી છે, પણ બીજાઓ તેને અનુસરે છે, તેની નકલ કરે છે, તેમાં સંમતિ આપે છે અને વસ્તુતઃ સઘળાઓ તેનો સ્વીકાર કરે છે.

સદ્‌ગૃહસ્થો, આ યોજના ઉપર હું કોઈ મહાન્ વાદવિવાદ કરવા તેમજ તેનો બચાવ કરવા અથવા આપણા ટીકાકારોએ કરેલી વિરૂદ્ધ ટીકાઓનો જવાબ આપવા ઇચ્છતો નથી. મારી ચોક્કસ માન્યતા છે કે જેમ જેમ વખત જતો જશે અને લોકો સર્વ સ્થિતિનો બુદ્ધિપૂર્વક અને ન્યાયપુરઃસર વિચાર કરીને આ યોજના તરફ યથાર્થ રીતે જોશે, એટલે તેની સામે લેવાતા સઘળા વાંધાઓ નષ્ટ પામશે અને વિરૂદ્ધપક્ષ ઓછો અને નિર્બળ થઇને અંતે તદ્દન દબાઈ જશે. પરંતુ બંગાળમાં આ યોજનાના એક મુદ્દાપર ઘણું વિવેચન થયું છે અને તેથી એ વિષય પ્રકાશમાં લાવવા માટે મારે કંઈ કહેવું આવશ્યક છે. એમ કહેવામાં આવે છે કે, જુદીજુદી ધારાસભાઓમાં મુસલમાન કોમનું પ્રતિનિધિત્વ ઠરાવવામાં આપણી યોજનામાં મુસલમાન પ્રજાની ઘણીજ ન્હાની સંખ્યા ગણી છે અને તેથી એવો ભય રાખવામાં આવે છે કે, જો આપણી યોજના સ્વીકારવામાં આવે તો મુસલમાનોએ પ્રાબલ્યવાન હિન્દુઓના બહુમતને આધિન થવું પડશે. પરંતુ એ દહેશતો તદ્દન આધાર વગરની હોવાને લીધે આ પ્રમાણે કરેલી ટીકાઓ ગેરવ્યાજબી છે. આપણી યોજના પ્રમાણે તો પંજાબની મુસલમાન કોમ નિઃસંશય મોટા પ્રમાણમાં રહેશે અને મુસલમાન માટે ઠરાવેલું પ્રતિનિધિત્વ બંગાલ શિવાયના સર્વે ઇલાકામાં તેમની વસ્તીના પ્રમાણમાં ઘણુંજ વધારે છે. માત્ર બંગાળમાંજ આપણે વસ્તીના પ્રમાણમાં પ્રતિનિધિઓની ન્હાની સંખ્યા સ્વીકારી છે. પરંતુ આપણે કાળજીપૂર્વક વિચાર કરીને સંભાળપૂર્વક ચર્ચા ચલાવીનેજ તે પ્રમાણે કર્યું છે. હિન્દમાં મુસલમાન શિવાયની સર્વ કોમોના નેતાઓ કોમવારના પ્રતિનિધિત્વના સિદ્ધાંત સામે હમેશા મજબુત વાંધો ઉઠાવ્યા

કરે છે એ સર્વને વિદિત છે. એ માટે આ દેશની કોન્ગ્રેસની બેઠકોમાં તેમજ બીજી જાહેર સભાઓમાં પસાર થયલા સંખ્યાબંધ ઠરાવોની દુરાગ્રહી રીત સંભારવી જોઇએ, બીજી કોમો જવા દેતાં, મર્હુમ મી૦ ગોખલે શિવાય હિન્દુ કોમના સર્વે પ્રખ્યાત અગ્રેસરોએ અત્યારસુધી કોમવાર પ્રતિનિધિત્વની સામે મજબુત વિરૂદ્ધતા દર્શાવી છે; અને છેવટે મી૦ ગોખલેએ પણ હિન્દની હાલની રાજ્યદ્વારી સ્થિતિનો વિચાર કરતાં તેની આવશ્યકતા છે એમ માન્ય રાખ્યું હતું. હિન્દના રાજ્યકારભારમાં કોમો કોમની વચ્ચે સંપૂર્ણરીતે તટસ્થ રહેવાના બ્રિટિશોના ટેકની સ્વીકારાયલી રાજ્યનીતિની વિરૂદ્ધ હોવાને લીધે મર્હુમ મી૦ આર. સી. દત્તે પણ સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓમાં મુસલમાનોને જુદું પ્રતિનિધિત્વ આપવા સામે મજબૂત વિરૂદ્ધ મત દર્શાવ્યો હતો. એ તો ખરૂં છે કે મીન્ટોમોર્લી સુધારાની યોજનામાં મુસલમાનોનું જુદું પ્રતિનિધિત્વ ધારાસભાના વિસ્તારથી દાખલ થયલા ફેરફારોમાં એક અગત્યની બાબત છે અને લૉર્ડ મોર્લીએ પાર્લામેન્ટમાં આ નિયમ સનદશીર તેમજ વ્યાજબી હોવાનો બચાવ કર્યો છે તે પણ સત્ય છે. તે છતાં પણ, સરકારે અત્યાર સુધી મંજુર કરેલું મુસલમાનોનું પ્રતિનિધિત્વ એટલું બધું તો અપૂરતું છે કે તે વસ્તુતઃ કાર્યસાધક નથી તેમજ આ નિયમ પ્રમાણે લાંબી મુદત સુધી ચાલવામાં આવશે કે કેમ તેની હજી સુધી ખાત્રી પણ મળી નથી. કોમવાર પ્રતિનિધિત્વની સામે મક્કમપણે થતી લડત તથા તેની વિરૂધ્ધ થયેલો લોકમત જોતાં અમને લાગ્યું કે સરકારી સંસ્થાપરથી મુસલમાનોનું જુદું પ્રતિનિધિત્વ એક દિવસ એકાએક છીનવી લેવામાં આવે એ તદ્દન સંભવિત છે. વાસ્તે આપણા નેતાઓને લાગ્યું કે હિન્દની જુદીજુદી કોમના હકક તથા ફરજોના સંબંધમાં પરસ્પર સમજુતીના ધોરણે સમાધાન કરવું એ સૌથી અગત્યનું છે, જેથી આપણી કોમના આવા અગત્યના વિષયનો આધાર તદ્દન બ્રિટિશરાજ્યનીતિ નિપુણોના તરંગ યા સ્વેચ્છાચારપર ન રહે. તેથી ઑલ-ઇન્ડિયા મોસ્લેમ લીગે ઇન્ડિયન નૅશનલ કૉન્ગ્રેસદ્વારા બીજી સઘળી કોમોને છેવટના નિર્ણય તરીકે જણાવી દીધું કે એકત્ર રીતે હિન્દી પ્રજાની માગણી સામાન્ય સ્નેહભાવ

અને એકમતાના ધોરણે હોવી જોઇએ અને ગમે તે થાય તોપણ, હિન્દના સ્વરાજ્યની કોઇપણ યોજનામાં મુસલમાન કોમના પ્રતિનિધિત્વના સિદ્ધાન્તને નિશ્ચયપૂર્વક અને સ્પષ્ટ રીતે સ્વીકારીને યોગ્ય સ્થાન આપવું જોઇએ. બીન મુસલમાન કોમના નેતાઓએ પુખ્ત વિચાર કર્યા પછી લીગે જણાવેલી શરતોનો સ્વીકાર કર્યો અને આજ ધોરણે લીગ અને કોન્ગ્રેસની કમીટી સુધારાની એકત્ર યોજના તૈયાર કરવાને તત્પર થઈ. બીજી કોમના હકો ધ્યાનમાં લીધા સિવાય આપણે આપણી પોતાની યોજના ઘડી શકતે અને હું કબુલ કરૂં છું કે એવી યોજનામાં આપણે આપણી કોમ તરફથી સાથી વિશેષ પ્રતિનિધિત્વ માંગ્યું હોત. પરંતુ તે પ્રસંગે સદરહુ યોજના બીજી કોમને બંધનકારક થાત નહિ અને આપણી કોમના જુદા પ્રતિનિધિત્વની તકરાર નિર્ણય થયા વગરનીજ રહી હોત. આ સંજોગોમાં એ સિદ્ધાન્ત સ્વીકારવો કે નહિ તે સરકારની મુન્સફી ઉપર રહેત, અને સ્વીકારવામાં આવત તોપણ આપણું પ્રતિનિધિત્વ નહિ જેવુંજ રાખવામાં આવત. અનુભવથી માલમ પડે છે કે મુસલમાનોના હિતનો સવાલ જ્યારે સર્વાંશે અધિકારીના હાથમાં મુકવામાં આવે છે ત્યારે તેને ભાગ્યેજ પ્રતિનિધિત્વ મળ્યું છે હાલ લેજિસ્લેટીવ કાઉન્સિલમાં મુસલમાનોનું પ્રતિનિધિત્વ કેટલું અપુરતું છે તે વિષે હું ઉલ્લેખ કરી ચુકયો છું. કલકત્તા યુનીવર્સીટી જ્યાં નિમણુક કરવાની સત્તા સરકાર ૮૦ ટકા જેટલા અસાધારણ પ્રમાણમાં વાપરે છે ત્યાં સેનેટમાં મુસલમાનોનું પ્રતિનિધત્વ ૬ ટકા કરતાં વધારે નથી. જો કે મુસલમાનોની વસ્તી કુલ વસ્તીના ૩૦ કરતાં પણ વધારે છે અને તેમાં મત આપનારા ૨૭ ટકા જેટલાં છે તોપણ કલકત્તા મ્યુનિસિપલ આકટનો જે સુધારો સૂચવવામાં આવ્યો છે તેમાં મુસલમાનોને આપવાનું પ્રતિનિધિત્વ માત્ર ૧૩ ટકા જેટલું છે. આવી આવી કેટલીક બાબતો મારા મનમાં અગ્રસ્થાન ભોગવે છે અને એ દાખલાઓનો અંત આવે એમ નથી. હમણાં હમણાં આપણા નેતાઓએ આપણા વ્યાજબી હકક અને દાવા મેળવવા માટે લોકોમાં ચર્ચા તથા ચળવળ કરવાની હાલની વધારે અસરકારક પદ્ધતિ શરૂ કરી નહોતી ત્યાં સુધી તો સરકાર

આપણી કોમના હકકને લેખામાં નહિ ગણીને તે તરફ જાણી જોઇને દુર્લક્ષ રહી છે, એટલુંજ કહેવું બસ છે. મોસ્લેમ લીગના આપણા નેતાઓએ તેથી યોગ્ય ધાર્યું કે આપણી કોમના પ્રતિનિધિત્વનો પ્રશ્ન તકરારમાંજ રહેવા દેવો એ અત્યંત જોખમકારક છે; અને તે મુજબ આ બાબત મક્કમ રીતે હાથમાં ધરીને આપણે પોતે તથા આ દેશની બીજી કોમો વચ્ચે નિશ્ચયપૂર્વક ઐકયતા સ્થાપવાનું તેમણે ડહાપણભરેલું ધાર્યું. જો મુસલમાનો તથા બીન મુસલમાનો વચ્ચે કોમવાર પ્રતિનિધિત્વના પ્રશ્નમાં સમાયલા સિદ્ધાન્ત અથવા તેની સવિસ્તર વિગતોના સંબંધમાં મતભેદ પડયો હોત તો તે બાબત નક્કી ત્રીજા પક્ષના એટલે સરકારના નિર્ણયપર જાત. આવા લવાદી ચુકાદાનું પરિણામ મુસલમાનોના હિતને સામાન્ય રીતે હાનિકારક નિવડયાનો ભૂતકાળમાં અનુભવ થયાથી લવાદી નિર્ણય માટે જરા પણ તક નહિ આપવી એ અમને વધારે યોગ્ય અને ડહાપણભરેલું જણાયું. સુધારાની કૉન્ગ્રેસ લીગની યોજનાનું આ મુખ્ય રહસ્ય છે; અને આપણા નેતાઓએ ધાર્યું કે અંતિમ હેતુ પાર પાડવા સારૂ કંઇક આત્મભોગ પણ આપીએ તો હરકત નથી.

પણ શું આપણે ખરેખર કંઈ આત્મભોગ આપવા જેવું કામ કર્યું છે ખરૂં? પંજાબમાં આપણે બહુમત માટે ઠરાવ કર્યો છે અને બીજા સઘળા પ્રાંતો માટે જે પ્રતિનિધિત્વ સૂચવ્યું છે તે, વસ્તીના પ્રમાણમાં ઘણુંજ વધારે છે. એમ કહેવામાં આવે છે કે આટલું બધુ વિશેષ પ્રતિનિધિત્વ હોવા છતાં પણ આ સઘળા પ્રાંતોમાં મુસલમાનોનો બહુમત નથી. પરંતુ જે થોડા પ્રતિનિધિઓના મતથી એક અગત્યના સવાલનો અસરકારક રીતે નિર્ણય લાવી શકાય તેમની તથા જે થોડા પ્રતિનિધિઓ કે જેમની તરફ જાણે તેઓ ગણત્રીમાંજ ન હોય તેમ દુર્લક્ષ રહી શકાય, એ બે વચ્ચે કેટલો બધો તફાવત છે તે આપણા ટીકાકારો ભૂલી જાય છે. ચાળીસ ટકા જેટલા પ્રતિનિધિત્વ વિષે માત્ર બંગાળમાંજ ઘણી સખ્ત ટીકા કરવામાં આવી છે અને કૉન્ગ્રેસ લીગની યોજનાની પણ ત્યાંજ મજબૂતપણે નિન્દા થઇ છે. હું એ વિષય સંક્ષેપમાં તપાસીશ.

એવું ઠરાવવામાં આવ્યું છે કે મુસલમાનોને હિન્દી સભાસદોની સંખ્યાના ચાળીસ ટકા જેટલું પ્રતિનિધિત્વ મળશે અને જ્યારે આપણે વિચારી જોઇએ કે બાકીના ૬૦ ટકામાં માત્ર હિન્દુઓ નહિ પણ બીજી જુદી કોમો તેમજ ખાસ સંસ્થાઓ જેવી કે, મ્યુનિસિપાલિટિઓ, ડિસ્ટ્રકટ બોર્ડ, યુનિવર્સીટીઓ, જમીનદારો તથા વેપાર ધંધાના પ્રતિનિધિઓનો પણ તેમાં સમાવેશ થશે ત્યારે હિન્દુઓને પોતાને પણ ૪૦ ટકા જેટલું પ્રતિનિધિત્વ મળશે કે કેમ તે વિષે મને સંશય રહે છે. તે ઉપરાંત જો વિસ્તૃત થયલી કાઉન્સિલોમાં, રાષ્ટ્રીય હિતનું વિશ્વાસસ્થાન હોવાને બદલે, કદાચ ન્હાના કલહ અને ઝઘડાઓ થાય તો વિરોધી કોમો વચ્ચે સમતોલપણું જાળવવા માટે ઍંગ્લો-ઇન્ડિયનો તથા સઘળા અધિકાર વર્ગના સમૂહનો પણ તેમાં સમાવેશ થયલો હશે; તેથી કરીને કાઉન્સિલના બીજા સઘળા સભાસદો એકત્ર થઇને મુસલમાનોની વિરૂદ્ધ પડે એવી ધારણા સિવાય તેમના હિતને કંઇ પણ હાનિ પહોંચે એમ હું ધારતો નથી. અને આ નિમિત્ત ભાગ્યેજ ઉદ્ભવી શકે અને જો તે કદિ ઉદ્ભવે તો હું એમ ધારીશ કે તે ચોક્કસ પ્રશ્નના સબંધમાં મુસલમાનોની ભૂલ હતી અને એવા સંજોગોમાં તેમનો પરાજય થાય તો તે વિષે કાંઇ ફિકર કરવા જેવું નથી. અમે એમ દાવો કરીએ છીએ કે કૉંગ્રેસ લીગની યોજના પ્રમાણે બંગાળમાં મુસલમાનોના દેખીતી રીતે સ્હેજ અપુરતાં પ્રતિનિધિત્વથી પણ તે કોમના હિતને કાંઇ પણ ખરેખર જોખમ નથી અને સ્હેજ વિચાર કરવાથી માલમ પડશે કે આ સંબંધી સઘળી દહેસતો તદ્દન આધાર વગરની છે.

સદ્‌ગ્રહસ્થો, કૉંગ્રેસ લીગની સુધારાની યોજનામાં આપણી કોમના પ્રતિનિત્રિત્વના સંબંધમાં તો આપણે લાભમાં છીએ, તેમજ અમે માન્ય રાખેલાં સ્હેજ અપુરતાં પ્રતિનિત્રિત્વથી બંગાળમાં પણ કાંઇ ધાસ્તીભરેલું નથી એ હું બતાવી શકયો છું. તેજ પ્રમાણે આપણી તરફેણમાં આ લાભો ઉપરાંત હિન્દના ભવિષ્યના રાજ્યવહિવટ માટે સુધારાની કોઇપણ યોજનામાં મુસલમાનોને પુરતું પ્રતિનિધિત્વ આપવાના સિદ્ધાંતનો હિન્દની અગત્યની બીન-મુસલમાન કોમો પાસે અમે સ્વીકાર કરાવ્યો છે. કૉન્ગ્રેસે લીગને

પોતાના પક્ષમાં લઈ લીધી છે તેના કરતાં મોસ્લેમ લીગના સભાસદો તેજ પ્રમાણે એમ દાવો કરી શકે કે લીગે કોંગ્રેસને પોતાના પક્ષમાં લઈ લીધી છે. મોસ્લીમ લીગ જેવી એક ન્હાની સંસ્થા માટે આ એક મહાન્ વિજય છે એમ અમે દાવો કરીએ છીએ અને આ દિશામાં મોસ્લેમ લીગે મેળવેલી સિદ્ધિ માટે કોમ તરફથી હજી સુધી આભાર મનાયો નથી તેમજ તેની પુરેપુરી કદર થઇ નથી એ દિલગીર થવા જેવું છે.

ગૃહસ્થો, રાજ્યબંધારણના સુધારાના પ્રશ્નપર હું લંબાણથી બોલ્યો છું કારણ કે મારા ધારવા પ્રમાણે સઘળાનો એકમત છે કે એક દેશભક્ત હિન્દી માટે તો હિન્દની રાજકીય સ્વતંત્રતાના આદર્શ માટે કાર્ય કરવાના કરતાં વધારે શ્રેષ્ઠ, ઉચ્ચ અને ઉત્કૃષ્ટ બીજી કોઈ પણ ફરજ નથી. આ હેતુ પાર પાડવાને દરેક હિન્દીએ સૌથી ઉચ્ચ આશય અને આકાંક્ષા ધરાવવા જોઇએ તેમજ આ અંતિમ લક્ષ્યને પહોંચી શકવા સારૂ આત્મભોગ આપવામાં પણ જરાએ ઉચુપ રાખવી જોઇએ નહિ. હિન્દના રાજ્યવહિવટની હાલની પદ્ધતિમાં જુદી જુદી અને દેખીતી ખામીઓ, હિન્દના જુદા જુદા અભિપ્રાયવાલી ન્યાયમૂર્તિઓએ નિંદાયુકત ગણેલી પદ્ધતિની રૂયે ભોળી અને નિર્દોષ પ્રજાપર પોલીસ તરફથી રોજ ગુજારાતાં અકથનીય જુલમો, હિન્દી લોકોની ત્રાસજનક ગરીબાઇથી દુકાળના ભોગે થતી પાયમાલી, હિન્દીઓનું લોહી ચુસી લઇને તથા તેમને પ્લેગ, મરકી અને દુકાળના ભોગ બનાવીને અહિંથી ધસડી લઇ જવાતો અસંખ્ય પૈસો—એ સર્વે બીનાઓ જ્યારે યાદ આવે છે ત્યારે આવી દુઃખદાયક સ્થિતિમાં મુકનાર સરકારની પદ્ધતિ જેની વિરૂદ્ધ સખ્ત દોષારોપણ થઇ શકે એમ છે તેમાં તાકીદે સુધારો કરવાની જરૂર છે એમ મને લાગ્યા વગર રહેતું નથી. આપણી અભિલાષાઓના લક્ષ્યને પહોંચવાને જે કાંઇપણ આત્મભોગ આપીએ તે ઓછો છે એ હું એકવાર ફરીથી જણાવું છું. મને દિલગીરી થાય છે કે આપણા કેળવાયેલા દેશબંધુઓમાંના કેટલાકો હિન્દનાં સ્વરાજ્યની લડત સામે ખુદ પોતે વિરૂદ્ધ પડયા છે અને સુધારાઓ તદ્દન અશકય તો નહિ પણ તેમાં ઘણી ઢીલ કરાવવાને પોતાથી બનતો પ્રયાસ આદરી બેઠા છે. મને

ખાત્રી છે કે આપણા રાજ્યકર્ત્તાઓ દગાખોર દેશદ્રોહી અને સાચા દેશભકત વચ્ચેનો તફાવત સમજી શકશે અને આપણા દેશીબંધુઓ પણ, રાજ્યદ્વારી બાબતોમાં વ્યાપાર કરવાનો ઉદ્દેશ માની બેઠેલા શખસ તથા સાચા દેશભક્ત વચ્ચેનો ખરેખરો તફાવત શોધી કાઢવામાં પછાત પડશે નહિ.

એમ છતાં પણ, કમનશીબે સનદશીર સુધારા વાસ્તવિક રીતે મેળવવાના આપણા પ્રયત્નો મુશીબત વિનાના નથી. સઘળી બાજુએ વિરૂદ્ધતા નડે છે. એ વિરૂદ્ધતા રાજયકર્ત્તાઓ કે જેમના હિતસંબંધો ભયમાં આવે છે તથા તેમને હાનિ પહોંચે છે તેમના એકલાનીજ ખાનગી અને છુપી વિરૂદ્ધતા નહિ પણ આ દેશના કેટલાક વર્ગના લોકોની વિરૂદ્ધતા પણ આડે આવે છે. જે હિન્દીઓ ક્ષુદ્ર લાભ અથવા બીજા સ્વાર્થી હેતુઓ માટે દેશનો દ્રોહ કરી રહ્યા છે તેમને અનિર્વાચ્ય તિરસ્કાર હોજો. તેમના હેતુઓ જલદીથી બહાર આવશે અને આવા નીચ અને હલકા દગા માટે તેમને કેવી રીતે યોગ્ય શિક્ષા કરવી તે લોકો સારીપેઠે જાણે છે. પરંતુ બીજા કેટલાક એવા છે કે જેમની વિરૂદ્ધતા ધ્યાનમાં લેવા જેવી છે અને આપણા રાજ્યકર્ત્તાઓની સભાઓમાં જેમનો ઘણો લાગવગ જોતાં તેમની સાથે સમાધાન કરવું આવશ્યક છે આ હું ઍંગ્લો-ઇન્ડિયનોની વિરૂદ્ધતાને ઉદ્દેશીને કહું છું. તેઓ ભવિષ્યના સુધારાની સામે જે વાંધો ઉઠાવે છે તે તેમના પોતાના માટે નહિ પણ હિંદના મુગા લાખો માણસો જેમના તેઓ ટ્રસ્ટી અથવા વાલી છે એમ જણાવીને, તેમના વતી વાંધો ઉઠાવવાનો દાવો કરે છે. હિંદી ખેડુતો તેમના વાલીપણા હેઠળ છે એમ સર આર્ક બર્કમાયર અને હું બે જેવા એંગ્લો ઇન્ડિયન વેપારીને વાત કરતાં સાંભળીને કોઇને પણ હસવું આવ્યા વિના રહેશે નહિ. કારણ કે આવો સંબંધ તો વાર્તામાં કહ્યા પ્રમાણે જેમ નાજુક બકરીના બચ્ચાને ઉદાર સિંહના લાડનો લાભ મળ્યો હતો તેજ રીતે માત્ર સંભવી શકે. આપણા એંગ્લો-ઇન્ડિયન મિત્રો આપણને શું ખરેખર એમ માનવાને કહે છે કે જે કમનસીબ લોકો પાસેથી દર વર્ષે લાખો પાઉંડ છીનવી લેવામાં આવે છે અને યુરોપના વ્યાપાર હુન્નરવાળાઓની આબાદાની માટે જેમને ભુખે મારવામાં આવે છે

તે લોકોની તેઓ લેશમાત્ર પણ દરકાર રાખે છે? ઍંગ્લો-ઇન્ડિયન વેપારીઓએ સત્ત્વ ઉગાડનારાઓને જે રીતે વસ્તુતઃ ભુખે માર્યા છે તે તથા આસામમાં ચાહના બગીચામાં હિન્દીઓપર ગુજારવામાં આવતો જુલમ જોતાં ઍંગ્લો-ઇન્ડિયનોના આવા હડહડતી મૂર્ખાઇભરેલા દાવાઓનું પૂરતી રીતે ખંડન થાય છે. ઍંગ્લો-ઇન્ડિયનોના એક કોમ તરીકેના ખાસ હિતસંબંધનો આ દેશના ભવિષ્યના રાજ્યવહિવટના સુધારા માટેની કોઇપણ યોજનામાં ઇન્કાર થઈ શકે એમ નથી તે હું કબુલ કરૂં છું; અને જો આપણા ઍંગ્લો-ઇન્ડિયન મિત્રો આ પ્રશ્નપર વ્યવહારિક દૃષ્ટિબિંદુથી ચર્ચા કરે તો એ બાબત તદ્દન સ્પષ્ટ થઈ જાય. આ દૃષ્ટિથી જોતાં ઍંગ્લો-ઇન્ડિયન કોમને હું ખાત્રી આપીશ કે તેમના ખાસ હિતસંબંધ તરફ અમે દુર્લક્ષ નથી તેમજ અમારી માતૃભૂમિની પ્રગતિ માટે તેમણે કરેલી સેવા અમે ભૂલી જઇએ એમ નથી. તેમ છતાં આપણે તો તેમને, બહાર પડીને રાજકીય સુધારાના આપણા પ્રયત્નમાં આપણી સાથે જોડાવાને તેમજ જે મહાન્ બ્રિટિશ સરકાર હેઠળ આપણે સઘળા રહીએ છીએ તેને છાજે એવી અને લાગતાવળગતા સઘળા પક્ષને લાભદાયક થાય એવી એક યોજના તૈયાર કરવામાં આપણી સાથે એકદીલથી કામ કરવાનું આમંત્રણ કરીશું. આપણા માનવંત નેતા મી૦ સુરેન્દ્રનાથ બેનરજીએ તેમની સહાય અને સહકારપણું મેળવવાને માટે જે વિનંતિ કરી હતી તે એકવાર ફરીથી જણાવવાની હું રજા લઇશ:—

"આપણી રાજકીય સ્થિતિના સુધારા માટેના પ્રયત્નોમાં ઍંગ્લો-ઇન્ડિયન કોમની સહાનુભૂતિ માટે આપણે વિશ્વાસપૂર્વક વિનંતિ કરી શકીએ એમ છે. તેઓ અંગ્રેજો હોઇને પૂર્વજોના સંબંધથી નૈસર્ગિક રીતે સ્વાતંત્ર્યના હિમાયતી છે. ઘણાનો તો આ દેશમાં કાયમનો હિતસંબંધ છે અને ઘણા તો હિન્દને પોતાનો કાયમનો નિવાસ કરવા ધારે છે. તેઓ શિકાર કરીને ઉડી જતા પક્ષીઓ જેવાં છે એવું પોતાના વખતનાં ઍંગ્લો-ઇન્ડિયનો માટે બર્કે ટાંકેલા સૂત્રનું કથન લગભગ નષ્ટ પામ્યું છે. આપણો તથા તેમનો હિતસંબંધ એકજ સરખો છે. તેમની રાજકીય સ્થિતિ આપણી સ્થિતિથી જરાએ અળગી નથી. સરકારમાં તેઓ વધારે લાગવગ ધરાવે છે તે માત્ર આપણી સહનશીલતાને લીધે છે.

તેઓ કંઇ હક્ક તરીકે તેનો દાવો કરી શકે એમ નથી. આપણા રાજકીય હકકોમાં વધારો થવાથી તેમને તેમજ આપણને લાભ થશે. જેમ આ દેશમાં જમીનદાર અને રૈયત વચ્ચે, અને યૂરોપના દેશમાં મૂડીવાળા અને મજુર વચ્ચે તફાવત છે, તેમ એકજ કોમના જુદાજુદા વર્ગો વચ્ચે ફેર તો હંમેશા રહેશેજ. પરંતુ આપણે સામાન્ય હક્ક અને સામાન્ય દુ:ખ છે. એ દૃષ્ટિથી જોતાં આપણે ખરેખર એકજ કોમના માણસો છીએ અને આપણા દુ:ખો ટાળવા તથા આપણાં હકકો જાળવવા સારૂ આપણે એકએકને વળગીને કાર્ય કરવું એ આપણો ધર્મ છે. આપણા વેપારની ખિલવણીમાં આપણ સઘળાઓનું હિત રહેલું છે અને કેટલીક વખત પરોપકારના બહાને તથા કેટલીક વખતે આપણા વ્યાપાર હુન્નરની વૃદ્ધિની વચ્ચે પડવાના કંઇક સૂક્ષ્મ બહાનાએ અહિંઆ સરકારપર કેટલું દબાણ થાય છે તે આપણ સર્વને વિદિત છે. બીજી બાબતોની માફક આમાં પણ ઐક્યતાથી આપણો ઉદય થશે, વિરોધથી આપણી પડતી આવશે.”

સદ્ગૃહસ્થો, જે સૌથી અત્યંત શોકજનક બનાવથી હિન્દની મોટી મોટી કોમો વચ્ચેની શાંતિ અને ઐકયતામાં ખળભળાટ મચી રહયો છે તેનો ઉલ્લેખ કર્યા શિવાય, હું આપણા માર્ગમાં નડતા પ્રતિરોધનો વિષય બંધ કરી શકું એમ નથી. હું આરાહના હુલ્લડ વિષે તથા પોતાને હિન્દીઓ તરીકે ઓળખતા, અને હિન્દમાં રાષ્ટ્રીય મત ફેલાવવા માટે જે કોમે અત્યાર સુધી આટલો બધો પ્રયાસ કર્યો છે તે કોમના હોવાનો દાવો કરતા, કેટલાક દુષ્ટોની ટોળીઓ કે જેણે આરાહ તથા બીહારના જુદાજુદા ભાગમાં મુસલમાન ઉપર અવર્ણનીય જુલમ તથા અનર્થ ગુજાર્યો છે તે વિષે બોલવા માંગુંછું. કોઇપણ સાચો મુસલમાન આ જુલમ તરફ સખ્તમાં સખ્ત તિરસ્કારની લાગણી શિવાય જોઇ શકશે નહિ. પણ મારા મત પ્રમાણે તો આરાહના આ બનાવો રાષ્ટ્રીય દ્રષ્ટિબિન્દુથી જોતાં વિશેષ શોકજનક છે. આરાહના આ હુલ્લડથી રાષ્ટ્રના હિતને ઘણુંજ નુકસાન પહોંચ્યું છે, અને રાજકીય સુધારાની સામે થવાને આપણા દુશ્મનોને દેખીતી રીતે ખરૂં કારણ મળ્યું છે. સારે નસીબે એક કોમ તરીકે મુસલમાનોએ ઘણીજ શાંતિ ધરી છે અને ઘણીજ સાવચેતી, મધ્યમપણા અને ગાંભીર્યથી તેઓ એ સ્થિતિને પહોંચી વળ્યા છે. પણ દુર્ભાગ્યે કોમમાં કેટલાક એવા માણસો છે

કે જેઓ વર્તમાન સમયથી આગળનો વિચાર કરવાને આતુર જણાતા નથી તો પછી દૂરના ભવિષ્યની તો-વાતજ શું પુછવી ? આરાહના આ હુલ્લડોથી રાજકીય સુધારા માટેની ચળવળ તરફ સહાનુભૂતિ દર્શાવવામાંથી મુસલમાનો વિમુખ થયા છે, અને સુધારાના કાર્યમાં આગળ પડતો ભાગ લેતા ઉત્સુકોની એક મોટી સંખ્યાને વિરક્ત કરવામાં ભારે અસર થઇ છે, એમ કહેવામાં લેશમાત્ર પણ અતિશયોકિત નથી. આ બાબતમાં સૌથી દિલગીર થવા જેવી વાત એ છે કે હિન્દુ નેતાઓ "દુનિયા ચાલે છે તેમ ચાલવા દેવાની" વલણ ધારણ કરીને આ ભયંકર ગુન્હાઓ કરનારની નિન્દા કરવામાંથી વસ્તુતઃ અલગ રહયા છે. બીજા કોઈ નહિ તો ખુદ મનુષ્યના નામથી દરેક સુધરેલા હિન્દીએ અરક્ષિત સ્ત્રી પુરૂષો તથા બાળકોપર ગુજારાતાં આવા બીનકારણ જુલમો તરફ તિરસ્કાર બતાવવો જોઇએ પરંતુ આપણા હિન્દુ દેશબંધુઓની મહાન્ ફરજ તો, બે કોમો વચ્ચે સુલેહ અને શાંતિના નિયમોની વિરૂદ્ધ તેમના ધર્મબંધુઓએ આદરેલી રીતિ તરફ નાપસંદગી બતાવવાની હતી. હુલ્લડખોરોના સર્વે હીચકારા કાર્યો તરફ સખ્તમાં સખ્ત શબ્દોથી સમસ્ત સભાનો તિરસ્કાર બતાવ્યા શિવાય, આરાહ હુલ્લડના આ શોકજનક બનાવનો હેવાલ હું બંધ કરી શકું એમ નથી. ધર્માન્ધપણા તથા ધર્મોન્માદના પ્રસંગોપાત થતા આવા ખોટે રસ્તે દોરવાયલા ઝઘડાઓ કરતાં બીજી કોઇ બાબત આપણા હેતુઓ અને આકાંક્ષાઓને વધારે નુકસાનકારક હોય એમ હું ધારતો નથી. જે મોસ્લેમ લીગના આશયો તથા અભિલાષાઓ તેમણે ચગદી નાંખી છે, ચૈતન્ય પામેલા જે હિન્દી રાષ્ટ્રનું અમૂલ્ય હિત તેઓએ જોખમમાં નાંખ્યું છે, જે હિન્દુ કોમના શુભ નામને તેમણે કલંક લગાડયું છે—એ સર્વેના નામથી હું આરાહ અને બીજી જગ્યાએ થયલા હિન્દુ હુલ્લડખોરોના ભયંકર ગુન્હાઓ સામે સખ્ત તિરસ્કાર જાહેર કરૂં છું.

ગૃહસ્થો, જે જોખમ તથા મુશ્કેલી ભરેલું કાર્ય આપણે હાથમાં લીધું છે તેમાં આપણે લક્ષ્યની પાસે આવતા જઇએ છીએ તેમ તેમ, આપણા દેશબંધુઓ જાણે અજાણે આપણા માર્ગોમાં વિઘ્નો નાંખે છે તેનો વિચાર

કરતાં ખેદ ઉત્પન્ન થાય છે. મુશ્કેલીઓ અને વિઘ્નો વધતા તો જશે; તેમ છતાં પણ છેવટે વિજય પ્રાપ્ત કરવા માટે આપણા નેતાઓએ બને તેટલું ધૈર્ય, સહનશીલતા અને રાજ્ય નિપુણતા બતાવવી એ આવશ્યક છે. લીગે કોમમાં એક નવીન જુસ્સો તથા ઉત્સાહ ક્યારનોએ જાગૃત કર્યો છે, પરંતુ આ બહોળી અને વિવિધ વસ્તીના છુટાછવાયા લોકોમાં રાષ્ટ્રીય ચૈતન્યની નવી ભાવનાઓ પ્રદીપ્ત કરવા સારૂ તેમને દઢરીતે એકત્ર કરવાનું કાર્ય હજુ બાકી રહેલું છે. આપણા નેતાઓએ દેશ તેમજ કોમની સન્મુખ પ્રજાધર્મના ઉચ્ચ આદર્શો રજુ કરીને ધીમેધીમે રાષ્ટ્રીય ચારિત્ર્ય બંધારણ કરવું જોઇએ. તેમણે માંહોમાંહેના પ્રતિપક્ષની સામે ટક્કર ઝીલવી પડશે. આ સર્વે બીના ઉપરાંત મોસ્લેમ લીગના આપણા નેતાઓએ યાદ રાખવાનું છે કે તેઓ રાજકીય વિકાસની જુદીજુદી પંક્તિએ પહોંચેલા દેશના ૭ કરોડ ધર્મબંધુઓના હિતના રક્ષક છે; વાસ્તે તેઓ જે કાંઇ પગલું ભરે તે સંભાળપૂર્વક તેમજ દીર્ઘદ્દષ્ટિથી ભરવું જોઇએ. મને ખાત્રી છે કે મોસ્લેમ લીગના સર્વે સભાસદો પોતાની સ્થિતિની પુરેપુરી જોખમદારી ધ્યાનમાં લઇને હિન્દની ભિન્નભિન્ન કોમો સાથે એકદીલથી અને દેશના હિતમાં નિઃસ્વાર્થ ભક્તિથી કાર્ય કરતાં શીખશે, કે જેથી બ્રિટિશ સામ્રાજ્યની છાયા હેઠળ પોતાની માતૃભૂમિ માટે સ્વરાજ્યની સત્વર પ્રાપ્તિ થઇ શકે, જે હિન્દમાં બ્રિટિશ રાજ્યનું અંતિમ લક્ષ્ય છે એમ સત્તાપૂર્વક હવે જાહેર થયું છે.

લીગના બંધુઓ ! આ વર્ષ કે જેમાં લોકોના મનમાં ઘણી ઉચ્ચ આશાઓ ઉત્પન્ન થઇ હતી, તે જોતાં તેને બ્રિટિશ હિન્દુસ્તાનના ઇતિહાસમાં એક નવીન યુગ લાવનાર વર્ષ તરીકે મેં ક્યારનોએ ઉલ્લેખ કર્યો છે. પરંતુ કેટલેક અંશે આપણી નિરાશામાં પણ તે અનુપમ થવા સરજાયલો છે, એવી મને ધાસ્તી રહે છે. ૨૦મી ઑગસ્ટે જાહેર થયલા ઢંઢેરાની સાથે સાથે રાજકીય સુધારાના પ્રશ્નના સંબંધમાં મી. મોન્ટેગ્યુની હિન્દની મુલાકાતે પધારવા સંબંધી થયેલી ખબરે સમસ્ત દેશમાં આનંદની અપૂર્વ લાગણીઓ પ્રવર્તાવી હતી. મા. મોન્ટેગ્યુ પધાર્યા છે અને હવે અહિંથા

નિર્ગમન કરી જવાની તૈયારીમાં છે. અને જો કે રાજકીય સુધારાના પ્રશ્નોના નિર્ણય સંબંધી ગમે તે કલ્પના બાંધી શકાય તોપણ આ દેશમાં અધિકારીઓની પ્રવૃત્તિઓએ પ્રજાના મનમાં શોકજનક દહેશતો ઉત્પન્ન કરી છે. મી૦ મોન્ટેગ્યુ તથા રાજકીય સુધારાના પ્રશ્ન વિષે રચાયલા ભિન્નભિન્ન પ્રતિનિધિ મંડળો વચ્ચે ચાલેલી ચર્ચા વખતે હિન્દી મુલકી અમલદારોએ વાઇસરૉયને હાજર રાખવાનું બહાનું શોધી કહાડયું અને આ ચર્ચાઓએ અમલદારોના વિચારોનું સ્વરૂપ ધારણ કર્યું એમાં કાંઈ આશ્ચર્ય પામવા જેવું નથી. આ પ્રમાણે થવાથી ખરેખરાં દુઃખો છુટથી જાહેર કરવામાં અટકાવ થયો અને જેમને કહેવાતી ખાનગી મુલાકાતોનું માન આપવામાં આવ્યું હતું તેઓમાંના ઘણાઓએ ખુલ્લા દિલથી પોતાના મનની વાત બહાર કાઢી હોય એ વિષે મને શંકા છે. આ કાંઇ આશાજનક ચિહ્ન કહેવાય નહિ, પરંતુ ખરેખરી દહેશતો માટે બીજાં ઘણાં કારણો છે. મી૦ મોન્ટેગ્યુને ખરેખર દબાણ તો કરવામાં નહિ આવ્યું હોય પણ રાષ્ટ્રીય કામકાજના વખત દરમ્યાન કલકત્તાથી લગભગ હજારેક માઇલ દૂર રહેવાને તેમને અસરકારક રીતે સમજાવવામાં આવ્યા હતા, જેથી તે પોતાની ઉદાર પ્રેરણાઓથી આકર્ષાઇને કૉન્ગ્રેસના અથવા લીગના મંડપમાં દાખલ થવાનું મન કરે નહિ. જો મી૦ મોન્ટેગ્યુ આ વિપત્તિ અટકાવવા સારૂ આપણા પ્રતિપક્ષીઓએ રચેલી બાજીના આ રાષ્ટ્રીય સંમેલનોના સમાગમમાં આવી શકતે તો અડધી લડત તો આપણે જીતી શકયા હોત. આપણને ભરોસો છે કે મી૦ મોન્ટેગ્યુ યુરોપની ભૂમિપર પગ મૂકીને ઈંગ્લાંડના સ્વતંત્ર વાતાવરણમાં આવતાંની વારજ હિન્દના પ્રત્યાઘાતના વાતાવરણની આ અસરો દૂર થઇ જશે.

લીગના બંધુઓ, મી૦ મોન્ટેગ્યુ ભલે આવે ને જાય પરંતુ હિન્દના દુઃખની કહાણી તો હંમેશને માટે ચાલ્યાજ કરશે. વચનો નહિ પાળ્યાથી તથા પ્રતિજ્ઞાઓનો ભંગ કર્યાથી જે અનેક નિરાશાઓ આપણે અનુભવી છે તેનો કોઇ કાળે પણ અંત આવે એમ લાગતું નથી. આર્મ્સ ઍક્ટ તથા પ્રેસ ઍક્ટ રદ કરવાને, ઈન્સાફી તથા કારોબારી વહીવટ છુટો

પાડવાને, પોલીસ ખાતાંમાં સુધારો કરવાને તથા ડિફેન્સ ઑફ ઇન્ડિયા ઍક્ટ જેવા કાયદાઓની રૂએ કારોબારી મંડળ શહેનશાહની વફાદાર પ્રજાની સ્વતંત્રતા ઉપર તરાપ મારે છે તે રદ કરવાને કૉન્ગ્રેસ તેમજ લીગ વર્ષોના વર્ષો થયાં નિરર્થક બુમો પાડયા કરે છે. અને રાષ્ટ્રીય હિતની બાબતોમાં આ વિષયો ઘણાજ અગત્યના છે. આ સંકટોનું ત્વરાથી નિવારણ કરવા સારૂ ઇન્ડિયન નૅશનલ કોન્ગ્રેસની સાથે સાથે આપણે એકવાર ફરીથી અવાજ ઉઠાવીએ છીએ. ડિફેન્સ ઑફ ઇન્ડિયા ઍક્ટની રૂએ ૧૭૦૦ કરતાં પણ વધારે હિન્દુ યુવાનોને દેશના જુદાજુદા ભાગોમાં નજરકેદ કરવામાં આવ્યાને લીધે બંગાળ શોકગ્રસ્ત થયલું છે. એ તો ખરૂં છે કે બંગાળમાં આ ઍક્ટનો અમલ મોટે ભાગે હિન્દુ કોમના ઉપરજ કરવામાં છે અને જયાંસુધી આપણા હિન્દુ ભાઇઓ શોકાતુર હૃદયથી પીડિત થાય છે ત્યાં સુધી બંગાળના મુસલમાનોને લેશ માત્ર પણ જંપ વળશે નહિ મને આશા છે કે સરકાર આ સઘળા યુવકોને સત્વર મુક્ત કરીને બંગાળના લાખો વફાદાર લોકોની દુભાયલી લાગણીઓને શાન્ત કરશે.

લીગના બંધુઓ. વિશેષ કરીને જે બીજી બે બાબતોથી આપણા હૃદયો ગ્લાનિયુક્ત થયા છે તેનો ઉલ્લેખ કર્યા સિવાય હું બેસવા માંગતો નથી. પ્રથમ હું મી૦ એ. રસુલના સંબંધમાં બોલીશ કે જેના ઘણાજ દુ:ખદાયક સંયોગોમાં થયલા એકાએક અને અકાળ મૃત્યુથી હિન્દમાં મુસલમાનોના હિતને ભારે ખોટ પહોંચી છે. ઇલાકાના ગવર્નર સુદ્ધાં આ દેશની સર્વ કોમો તેમજ સર્વે અમલદારોએ તેમના સ્મરણાર્થે અત્યંત પ્રશંસા કરી છે અને તેમણે કહ્યા ઉપરાંત હું કાંઇપણ વિશેષ કહી શકું એમ નથી. મી૦ એ. રસુલ, ચારિત્ર્ય બળવંતજ પોતાના સમાગમમાં આવતા દરેક શખસનો સ્નેહ તથા પૂજ્યભાવ મેળવવાને માટે સરજાયલા સર્વોત્કૃષ્ટ પુરૂષોમાં એક અગ્રગણ્ય હતા.

હું જે બીજી બાબત વિષે બોલવા માંગુ છું તે આપણા પવિત્ર સ્થળોને લગતી સહીસલામતીને લગતી છે. બગદાદ અને મેસોપોટેમિયાના બીજા પવિત્ર સ્થળોને લગતા બનાવોમાં માત્ર થોડાજ દિવસપર જેરૂસલેમના

પતન વિષે આવેલી ખબરથી મુસલમાનોના હૃદયમાં ધ્રાસ્કો પડ્યો છે અને આપણા પવિત્ર સ્થળોના ભવિષ્યની સ્થિતિ વિષે ઇસ્લામી પ્રજામાં ભયની લાગણી ફેલાઈ રહી છે. એમ છતાં પણ આપણી માયાળુ સરકારે આપણાં પુણ્ય સ્થળોની સહીસલામતી અને પવિત્રતાને લગતાં જે વચનો આપ્યા છે તેને તે મક્કમપણે વળગી રહેશે અને મેસોપોટેમિયામાં લડાઈનું ગમે તે પરિણામ આવે તોપણ આ સર્વ સ્થળો મુસલમાનોનાજ હાથમાં રહેવા દેશે એમ આપણે આશા રાખીએ છીએ. આપણને વિશ્વાસ છે કે આવા પ્રકારનો વિચાર કરવા સારૂ હિન્દના મુસલમાનોએ પોતાના હકકો સંપૂર્ણ રીતે પુરવાર કરી આપ્યા છે.

ગૃહસ્થો, આપણા પ્રમુખ મી૦ મહમદઅલીની પ્રભાવશાળી માતા, વૃદ્ધ તથા અશક્ત હોવા છતાં પણ, કોમ સમક્ષ પોતાની વિનંતિ રજુ કરવાને લાંબી અને જોખમભરેલી મુસાફરી માથે લઇને અત્રે પધાર્યા છે તેમને હું અંતઃકરણપૂર્વક આવકાર આપું છું. આપણા રાજ્યકર્ત્તાઓ, આપણી કોમની પ્રાર્થનાઓ તથા આજીજીઓ તરફ તેમજ એક વૃદ્ધ માતાએ પોતાના પુત્રોની વતી કરેલી દયાજનક વિનંતિ તરફ નિષ્ઠુરપણે દુર્લક્ષતા ધરાવે છે એ જોઇને આપણા હૃદયને આઘાત થાય છે. માત્ર થોડાકજ દિવસની વાતપર આપણા અગ્રેસરોને મુક્ત કરવા માટે સરકારને ત્રીસ હજાર કરતાં પણ વધારે તારના સંદેશા મોકલવામાં આવ્યા હતા પણ આ સઘળી માંગણીઓ તદ્દન નિરર્થક નિવડી છે. મી૦ મહમદઅલીએ સેક્રેટરી ઑફ સ્ટેટ સાથે મુલાકાત લેવા સારૂ કરેલી પ્રાર્થનાનો પણ અસ્વીકાર કરવામાં આવ્યો છે. આપણા પોતાનાજ હૃદયો જો દુઃખ અને શોકથી ગ્રસ્ત થઇ જાય તો આ આકુળવ્યાકુળ થયલી માતા કે જેને અત્યાર સુધી કોઇપણ પ્રકારનું આશ્વાસન કે સાંત્વન મળ્યું નથી તેના હૃદયને થતી વેદનાની કલ્પના કરવી શું મુશ્કેલ છે? આપણે ભરોસો છે કે તેણીએ બતાવેલી હિંમત તથા ધૈર્ય, નિડરતા તથા આત્મબળ આપણા નજરકેદ થયલા નેતાઓના છુટકારા માટે એક વધુ પ્રયત્ન કરવા સારૂ હિન્દના મુસલમાનોને પ્રોત્સાહિત કરશે, કે જેથી અમલદારોની નિરંકુશ

આપખુદી અને ગેરવ્યાજબી જુલમના ભોગ થયલા આ શખસોના મુક્ત થવાથી ઇન્સાફ અને સત્યતા જળવાઈ રહે.

સદ્‌ગૃહસ્થો, મેં તમને ધાર્યા કરતાં તેમજ જોઇએ તે કરતાં વધારે વખત રોકી રાખ્યા છે પણ મને અંતઃકરણપૂર્વક આશા છે કે તમો તે માટે મને ક્ષમા કરશો. કેટલાક એવા વખત હોય છે કે જ્યારે આપણને મરજી ન હોવા છતાં પણ બોલવુંજ પડે છે અને જ્યારે પીડિત હૃદયની વ્યથા ગમે તેવી અપૂર્ણ અને અસ્પષ્ટ ભાષા દ્વારાજ શાંત કરવી પડે છે. અનેક દૃષ્ટિથી જોતાં આપણે અસાધારણ સંજોગોમાં એકત્ર થયા છીએ. આપણા પ્રમુખ તથા બીજા નેતાઓના દુર્ભાગ્ય વિષેની સઘળી શોકજનક સંગતિઓ બાજુએ મુકતાં આપણને નિશ્ચયપણે સૂચવવામાં આવે છે કે હવે આપણે આપણા ભવિષ્યના કટોકટીના પ્રસંગની અણીપર આવ્યા છીએ. આવો બનાવ સૌથી હિમતવાન હૃદયને પણ કંપાયમાન કરવાને પુરતો છે; પરંતુ એકંદરે આપણી કોમને આ ગંભીર વસ્તુસ્થિતિનું ભાન થતું નથી એ એક વિશેષ ખેદજનક બીના છે. ઇશ્વરપ્રેરિત ઐક્યતા, કર્ત્તવ્યપરાયણતા, ધૈર્ય, શુભનિષ્ઠા, આત્મભોગ તથા જે બીજા અસંખ્ય સદ્‌ગુણો માટે માત્ર ઇસ્લામ સમસ્ત જગત્ સન્મુખ સાક્ષાત્ આદર્શ રૂપે છે, તેનો આપણા લોકોમાં આજે તદ્દન અભાવ જણાય છે. પોતપોતાના ઘરમાં ફાટફુટ તથા આપણા અગ્રગણ્ય પુરૂષોમાં કલહ અને કુસંપ જોવામાં આવે છે તેમજ આપણામાંના ઘણાના મનમાં આજે હિચકારાપણું, નીચ અને ક્ષુદ્ર ઇર્ષ્યાઓ તથા સ્વાર્થપરતા એ સર્વોપરિપણું ભોગવે છે. આ ખેદ તથા ત્રાસજનક ચિત્ર છે છતાં મને ભય રહે છે કે તે ખરેખરી બીનાથી ન્યૂન છે. આ ઉપરાંત હિન્દના મુસલમાનોની વિલક્ષણ રાજકીય સ્થિતિને લીધે આપણા માર્ગમાં અસંખ્ય વિટંબણાઓ તથા જોખમો ઉપસ્થિત થાય છે. હાલના વિગ્રહમાં તુર્કી, ઇંગ્લાંડની સામે પડવાથી આપણી મુસ્કેલીઓ પરાકાષ્ઠાએ પહોંચી અને આપણી સ્થિતિ ગુંચવણ ભરેલી થઈ, જે દિનપ્રતિદિન વધારે ને વધારે ગંભીર રૂપ ધારણ કરતી જાય છે. હિન્દી મુસલમાનોએ કેવી વફાદારી અને રાજ્યભક્તિ બતાવી છે તે જગતને દૃષ્ટિગોચર થઇ છે ને તેની કેવી રીતે

કદર થઈ છે તેનો ન્યાયપણ જગતજ કરશે. આપણે આખા હિન્દની વસ્તીનો પાંચમો ભાગ છીએ પણ સામ્રાજ્યના લશ્કરમાં આપણો ફાળો એક તૃતીયાંશ કરતાં પણ વધારે, બલ્કે, અડધાં કરતાં થોડોકજ ઓછો છે. વિક્ટોરીયા ક્રૉસ મેળવનાર નવ હિન્દીમાં ચાર તો મુસલમાનો હતા. આપણા શોણિતવડે આપણી કોમની શુભ કીર્તિને લગાડેલા કલંકનું પ્રક્ષાલન કરવાને આપણે જરાપણ કચાસ રાખી નથી, તોપણ આપણા દુશ્મનો આપણા તરફ હજીસુધી શંકા અને અવિશ્વાસની દ્રષ્ટિથી જોઇને તેને લાંછન લગાડતા જાય છે. જો પ્રેસ ઍક્ટનો અમલ કરવાનો હોય તો તેના ભોગ તરીકે મુસલમાન પત્રકારોનેજ ચુંટી કાઢવામાં આવે છે; જો ડિફેન્સ ઑફ ઇન્ડિયા ઍક્ટ હોય તોપણ આપણાજ પ્રખ્યાત લોકનાયકોને તેના સખ્ત અને અમર્યાદિત ઠરાવોના સહેલાઈથી ભોગ બનાવવામાં આવે છે. ચારે બાજુએ ભય અને મુશીબતોથી ઘેરાઇને આપણે ખરેખર અનિષ્ટ સમયમાં આવી પડયા છીએ. જો કદી ઐકયતા, સહયોગ અને આત્મભોગની સર્વોપરિ અગત્યતા જણાઇ હોય તો મોસ્લેમ ઇન્ડિયાના સમસ્ત ઇતિહાસમાં હાલના કરતાં ભાગ્યેજ બીજી કોઇ ઉત્તમ તક હોય. આપણને વિશ્વાસ છે કે સમય જતાં આપણામાં ડહાપણનો સંચાર થશે. આપણી કોમ તરફ આપણો ધર્મ બજાવવા સારૂ આત્મભોગ આપવાની અગત્યતા સમસ્ત કોમ સમક્ષ નિર્ણયકારક રીતે વ્યકત કરવાની ફરજ મોસ્લેમ લીગને શીરે છે. આ પ્રમાણે થશે ત્યારેજ મોસ્લેમ લીગે પોતાનો હેતુ પરિપૂર્ણ કરીને હિન્દની રાજકીય સંસ્થામાં પોતાના ઉચ્ચ કાર્યની સિદ્ધિ પ્રાપ્ત કરેલી ગણાશે અને તે અમર કીર્ત્તિ અને શાશ્વત યશથી વિભૂષિત થશે આપણી કોમ અને આપણા દેશ માટેના આપણા પ્રયત્નોમાં ખુદાતાલા આપણને સહાય કરો અને આપણી પ્રવૃત્તિઓને દિવ્ય વિજયથી અલંકૃત કરો !

લીગના બંધુઓ, એકવાર ફરીથી હું આપને આવકાર આપું છું.

સમાપ્ત.

જીવરાજ ગોકળદાસ નેણસીએ ઇંન્ડીઅન નેશનલ પ્રીન્ટીંગ વર્કસ,
૩૦૬ બોરા બજાર સ્ટ્રીટ, કોટ, મુંબઈમાં છાપ્યું અને
શ્રી હોમરૂલ લીગના જોઈન્ટ સેક્રેટરી મી૦ ઉમર સોબાનીએ
૨૫૧ હોર્નબી રોડ, કોટ, મુંબઈમાં પ્રસિદ્ધ કર્યુ છે.

# નામદાર ગોખલેના

## ભાષણોનું ગુજરાતી ભાષાંતર

## ભાગ ૧ લો.

કીં૦ દશ આના.



મળવાનું ઠેકાણું:—

ધી હોમરૂલ લીગ.

નં૦ ૨૫૫૧, હોર્નબી રોડ, કોટ, મુંબઈ